પાઠ્યપુસ્તક તરીકે મંજુર

# સાહિત્ય સંસ્કાર

## ભાગ ત્રીજો

• સંપાદકો •

પ્રાણલાલ કીરપારામ દેસાઈ

બી. એ., એસ. ટી. સી. ડી.,

રીટાયર્ડ ઍડમિનિસ્ટ્રેટિવ ઓફિસર,

મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડ, અમદાવાદ

અને

કાલિદાસ નરસિંહ કવિ

બી.એ., બી.ટી., એમ. આર. એસ. ટી

હેડમાસ્તર, શ્રીમંત મહારાણા

શ્રી મોહનદેવજી હાઈસ્કૂલ, ધરમપૂર

• પ્રકાશક •

**મેસર્સ મંગળદાસ ઍન્ડ સન્સ,**

ભાગાતળાવ, સૂરત

# નિવેદન

સમયના વહેણ સાથે પ્રગતિ અને પરિવર્તન પામતા સમાજનું પ્રતિબિંબ જો સાહિત્ય અચૂક રીતે પાડતું હોય, તો ભાવિ સમાજ-સ્તંભો આગળ સાહિત્યના નવસર્જનની વાનીઓ પીરસવાની આપણી ફરજ અનિવાર્ય બને છે.

છેલ્લાં ત્રીસ વર્ષના લાંબા ગાળામાં આપણા સમાજે અનેકવિધ પ્રગતિ સાધી હશે; આપણા સાહિત્યે પણ અવનવી કૃતિઓને જન્મ આપ્યો હશે. એમ છતાં આપણાં બાળકો જૂના જમાનામાં લખાયલી 'વાચનમાળા'ના રીઢા બનેલા મણકા હજી યે ફેરવ્યા જ કરે એ વસ્તુસ્થિતિ નૂતનશિક્ષણના અનુયાયીઓને શી રીતે રુચે? કેળવણીના ક્ષેત્રમાં રહેલી આ દેખીતી ઊણપ દૂર કરવાના અનેક પ્રયાસોમાં અમે પણ અમારા આ નમ્ર પ્રયાસનો ઉમેરો કરીએ છીએ.

માધ્યમિક શાળાનાં પ્રથમ ત્રણ ધોરણોમાં અંગ્રેજી પરત્વે વધારે પડતું લક્ષ આપવાના પરિણામે, માતૃભાષાના શિક્ષણ તરફ દુર્લક્ષ આપણે નિભાવતા આવ્યા છીએ; એટલું જ નહિ પણ બીજા કોઈ ઉત્તમ આદર્શને અભાવે સરકારી 'વાચનમાળા'નો સહચાર આપણે મને કે કમને પણ સેવ્યા કરીએ છીએ. આ રીતે આપણાં બાળકોને થયેલા અન્યાય માટે આપણે કેળવણીકારો જ જવાબદાર છીએ, એ ત્રુટી દૂર કરવાના આશયથી જ ત્રણે ભાગો અમે રજૂ કરીએ છીએ.

વિશ્વની વિશાળ વાટિકામાં પ્રવેશ કરાવતાં પહેલાં બાળકોને જુદા જુદા સંસ્કારો આપવામાં આવે છે; સાહિત્યના ઉપવનમાં પ્રવેશતાં પહેલાં બાળકોને આપણે 'સાહિત્ય સંસ્કાર' આપવાનું પણ તેટલે જ અંશે જરૂરી છે. ગૂજરાતી સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં આપણાં બાળકોને કલ્લોલ કરતાં નિહાળવાની અભિલાષા આપણે સાચે જ સેવતા હોઈએ, તો તે સાહિત્યની અનેકવિધ ખૂબીઓ ઝીલવા માટે બાળકોનું માનસ તૈયાર કરી, સાહિત્ય માટે અભિરુચી ઉત્પન્ન કરવી પ્રથમ જરૂરી છે. બાળકોનાં કુમળા મગજ ઉપર આપણા સાહિત્યના સંસ્કાર સહજ અને સરળ રીતે પડે, તો તેમનામાં સાહિત્ય તરફ સ્વાભાવિક અનુરાગ અને અભિરુચિ ઉત્પન્ન થાય. આવા સંસ્કાર પામેલાં બાળકો સાહિત્યની વાડીમાં પ્રવેશી અવશ્ય કલ્લોલ જ કરે. માધ્યમિક શાળાનાં શરૂઆતનાં વર્ષોમાં સાહિત્યના સંસ્કાર માત્ર જ પાડવા જોઇએ એવી માન્યતાના પરિપાક રૂપે 'સાહિત્ય સંસ્કાર' ના ત્રણે ભાગોની યોજના તૈયાર કરી છે.

માનસશાસ્ત્રનાં સૂત્રોને અનુસરતું નૂતનશિક્ષણ બાળકોની રસ-વૃત્તિને અગ્રસ્થાન આપે છે. તેમની રસવૃત્તિ પોષાય, જિજ્ઞાસાવૃત્તિ જાગૃત બની એકાગ્રતાને આમંત્રે તો જ શિક્ષણની અસર ચિરસ્થાયી અને સુદૃઢ બને. આપણાં બાળકો આનંદથી પાઠ્યપુસ્તકોમાંના પાઠો વાંચે, વાંચી વિચારતાં શીખે, નવું નવું વાંચવાની ઇચ્છા કેળવે અને

પરિણામે એમનું ભાષાજ્ઞાન વિશાળ અને સમૃદ્ધ બને એ હેતુ માત્ર આ પુસ્તકોમાં દૃષ્ટિ સમક્ષ રાખ્યો છે. દવાના પ્યાલાના ઘૂંટડાની માફક કડવું કટાણું મોં કરી, બાલમાનસને પ્રતિકૂલ પાઠો પરાણે ગળે ઉતારતાં કંટાળો ખાતાં આપણાં બાળકોનું દૃશ્ય નજર આગળ ખડું કરી શકીએ, તો આ પુસ્તક એ દુઃખદ પરિસ્થિતિ દૂર કરવામાં કંઈક ફાળો આપશે એવી અમે આશા રાખીએ છીએ.

આ પુસ્તક તૈયાર કરતાં સાહિત્યના વિવિધ અંગોને સ્થાન આપવા યોગ્ય પ્રયત્ન કર્યો છે; છતાં બાલમાનસને અરુચિકર થાય એવા લેખો કે કાવ્યોને સ્થાન નહિ આપવાની પૂરતી કાળજી રાખી છે. એટલે જ બાલમાનસના પ્રખર અભ્યાસી કેળવણીકારોની કૃતિઓની વરણી કરી છે. સફળતા મેળવવાના આશયે જાણીતા લેખકો કે કવિઓની કૃતિને કે ધંધાની દૃષ્ટિએ અનુકૂળ થઈ પડે એવા સાહિત્યકારોની કૃતિને સ્થાન આપવાનો મોહ કે લોભ જતો કર્યો છે, એટલે કેટલાંક નામો અપરિચિત લાગશે એ સ્વાભાવિક છે.

માધ્યમિક શાળાનાં ત્રણ વર્ષના ગાળામાં ભણતાં બાળકોનો માતૃભાષા ઉપરનો કાબૂ ઘણો ઓછો હોય છે; એટલે ભાષાજ્ઞાન વધે, શબ્દભંડાર સમૃદ્ધ બને એ જ મુખ્ય હેતુને લક્ષમાં રાખી, શરૂઆતમાં કવિઓની ટૂંક પિછાન આપવાની પ્રથાને સંગ્રહ કે સંકલનશક્તિનો અવરોધ કરે તેમ જ લક્ષક્ષતિ કરે એમ લાગવાથી અનુસર્યા નથી. કાવ્ય કે લેખનો ટૂંક સાર આપવાની કે માર્ગદર્શન કરાવવાની જિજ્ઞાસા પણ એ જ સિદ્ધાંતને અનુસરી દાબી દીધી છે. જેમ કલાકૃતિ તૈયાર કરનાર કલાકારનો આનંદ, જેમ જેમ તેની કલાકૃતિ સર્વાંગે સંપૂર્ણ બનતી જાય છે તેમ તેમ વધી છેવટે પરિસીમા પામે છે, તેમ બાળક શરૂઆતથી પ્રયત્નશીલ બની સમજતાં સમજતાં આખું કાવ્ય કે આખો લેખ સંપૂર્ણ સમજી રહે, ત્યારે કલાકારની માફક આનંદમાં તરબોળ બની કલ્લોલ કરે એવી ભાવના અમે સેવીએ છીએ. એટલે કઠણ શબ્દો મથાળે રાખી અભ્યાસરેખા દરેક પાઠની નીચે આપી છે.

આપણા શિક્ષક ભાઈઓ પોતાના વ્યક્તિત્વને ગૌણ બનાવી બાળકને સર્જક અને શોધક બનાવે, શબ્દે શબ્દ અને લીટીએ લીટીનું પિષ્ટપેષણ કરવાની રૂઢ વૃત્તિ છોડે, જરૂર જણાતાં માત્ર દિશાસૂચન કરી સંતોષ માનવાની વૃત્તિ કેળવે તો આ પુસ્તક બાળકોને આનંદમાં તરબોળ કરશે. પ્રભાતમાં એટલે કે પરસાળમાં બેસી વાચનમાળાના પાઠો માથું ધૂણાવી યંત્રવત્ ગોખતાં બાળકોનું કરુણ દશ્ય જોનારને આ પુસ્તક કંઈક શાંતિ આપશે તો અમારો પ્રયત્ન સફળ થયેલો ગણાશે.

છેવટે જે લેખકો કે કવિઓએ પુરસ્કાર લઈ કે લીધા વિના તેમની કૃતિ છાપવાની મંજૂરી આપી છે તેમનું, તથા અનેક પ્રકારની હાર્દિક મદદ કરનાર ભાઈશ્રી ગુલાબસિંહ બારોટનું ઋણ જાહેર રીતે સ્વીકારવાની આ તક કેમ જતી કરાય?

પાઠ્યપુસ્તકને અનુકૂળ એવી ભાષાની સરળતા જાળવવા માટે લેખોમાં ન છૂટકે કરવામાં આવેલા ફેરફારો માટે ક્ષમા મળશે એવી આશા રાખીએ છીએ.

આ પુસ્તકમાં રહેલી ત્રુટીઓ બતાવી યોગ્ય વ્યવહારુ સૂચના કરવા શિક્ષક ભાઈઓને અમારી વિનતિ છે.

પ્રાણુલાલ કીરપારામ દેસાઇ

કાલિદાસ નરસિંહ કવિ

# સાહિત્ય સંસ્કાર

## ભાગ ૩ જો

## અનુક્રમણિકા

## ચિત્રો

# ગુર્જરીનું જયકીર્તન

ગરવી મહાલવું બૃહત્વાક સમૃદ્ધિશાળી
પ્રાણત્વ કાલો

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો!
સમય મંગળ ગુર્જરી ગરવી તણા યશ ગાવાનો.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના ચોઢે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલા કોડે;
તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે,
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચ ખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત્વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જરગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

નરસૈયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલ તણા મૃદુ કરથી લલિત બની એ લટકાળી,
ગોવર્ધન ગાંધી ને કનયે કીધી સમૃદ્ધિશાળી.

જગ્યા એકાંત, શાંત ભાસતી હતી. હિંસક અને અહિંસક પ્રાણીઓ પોતાનાં ઝેરવેર છોડી આ આશ્રમમાં પ્રેમથી રહેતાં. પંખીઓ કલ્લોલ કરતાં હતાં. કોઈ જાતની બીક જેવું નહોતું.

આવાં રમણીય સ્થળમાં ઈશ્વરની અદ્ભુતતાનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી. કોઈ વાર તો કેટલાક ચમત્કારો જોઈએ ત્યારે જ ઈશ્વર સાંભરે છે. કાંઈક નવીન જોઈએ તો જ એના અસ્તિત્વનું ભાન થાય છે. પણ ભૃગુઋષિનો આશ્રમ અને ત્યાંની કુદરત જોઈએ તો જરૂર ઈશ્વર, તેની લીલા અને તેની મનોહર ગોઠવણી યાદ આવ્યા વિના રહે જ નહિ.

સામાન્ય કોટિના મનુષ્યને પણ નર્મદાતટ પર કુદરતી રચના જોઈ આનંદ થયા વિના રહેતો નથી. ઉચ્ચ કોટિના ભૃગુમુનિ આવી જગ્યાને પોતાના આશ્રમ તરીકે રાખે એમાં કાંઈ જ નવું નહોતું. કુદરતી રમણીય સ્થળ જ્યાં કુદરતે બધો જ પ્રેમ ઠાલવ્યો હોય ત્યાં આશ્રમ બાંધીને રહેવું એ સોનામાં સુગંધ બરાબર લાગતું; ગુલાબમાંથી કાંટા ખસી ગયા હોય તેવું ભાસતું.

પર્ણકુટિની બહાર એક ઊંચા ઓટલા ઉપર મૃગચર્મ નાખી ઋષિ તપશ્ચર્યા કરતા હતા. પ્રાતઃકાળે ઊઠી શૌચાદિ કર્મ પતાવી ઋષિ પવિત્ર નદીમાં સ્નાન કરી પવિત્ર બનતા હતા. હવનને માટે જાતે જ સૂકાં લાકડાં વીણી લાવતા હતા. આશ્રમમાં આવે ત્યારે તેમનાં પત્ની પુલોમાએ પૂજાની બધી જ સામગ્રી તૈયાર રાખેલી હોય તે લઈ ઋષિ સંધ્યા કરવા બેસતા.

કલાકો સુધી સવારે સંધ્યા, પૂજા, હવન, વગેરે કરતા. તે પછી ઋષિ ધર્મગ્રથો વાંચવામાં લીન થતા. ભોજન કરી જરા આરામ લીધા પછી ધર્મગ્રંથો વાંચ્યા હોય તેના ઉપર મનન કરતા. સાંજે ઋષિ પોતે જે વાંચ્યું હોય તે પોતાની પત્નીને અને જનસમૂહને ટૂંકમાં સમજાવતા.

જેવું ઋષિનું જીવન તેવું જ ઋષિપત્નીનું. એમ એક-બીજાની ઊણપ પૂરે એવાં દમ્પતી હતાં.

બન્ને વિચારોમાં મળતા હોવાથી તેઓ જે કામ હાથમાં લેતાં તે સફળતાથી પાર પાડી શકતાં; એકબીજાની મદદથી તેઓ દરેક કામ પરિપૂર્ણ કરતાં.

સત્યવતી પુલોમા સવારમાં વહેલા ઊઠતાં, પોતાનું નિત્યકર્મ પરવારી આશ્રમ સાફ કરતાં, પાણી છાંટતાં, ઝાડ, વેલીઓ, ફળો, ફૂલો વગેરે કાળજીપૂર્વક સંભાળથી ઉછેરતાં. બગીચાને સુંદર મોહક, તથા આકર્ષક બનાવવા માટે પુલોમા ખૂબ મહેનત લેતાં અને ફૂલઝાડને વહાલથી ઉછેરતાં.

આશ્રમનાં પશુપંખીઓ ભૂખે ન મરે એની એ ખાસ કાળજી રાખતાં. સવારમાં વ્યવસ્થિત ગોઠવેલ શીંકાઓમાં અને ગોખલાઓમાં અનાજપાણી મૂકતાં.

તે પછી ફળ, ફૂલ, તુલસી લઈ આશ્રમમાં જતાં. નાહીધોઈ આશ્રમ સાફ કરી રહ્યા પછી ઋષિની પૂજા–સામગ્રી તૈયાર કરતાં. ઋષિ સંધ્યાપૂજા કરે ત્યાં સુધી એ તેમની સેવામાં જરૂર પડે માટે બેસી જ રહેતાં. કલાકો પછી–ઋષિ પૂજાપાઠ-માંથી પરવાર્યા પછી–ઋષિને ધર્મગ્રંથ વગેરે વાંચવા આપી

આશ્રમનાં બીજાં કામોમાં લાગતાં અને ભોજનસામગ્રી તૈયાર કરતાં. સાંજ પડે ઋષિ પોતાની ધર્મપત્ની પાસે બેસી અનેક વાતો કરતા. વાતો સાધારણ વિષયની નહિ પરન્તુ ધર્મ, વેદ વગેરે ઊંચા વિષયોની કરતા. જે વાતોમાં સંશય ઊઠે તે અતિશય રસથી ઋષિને પૂછતાં. ઋષિ પોતાના જ્ઞાનથી તે વાતોની બહુ જ ધીમેથી અને રસપૂર્વક સમજણ પાડતા.

ઋષિપત્ની પુલોમા ઘણી વખત ઋષિ સાથે ચર્ચામાં ઊતરતાં. તેઓની વાતમાં કેટલીયે વખત મતભેદ પડતા. મતભેદ પડે તેનો ઋષિ શાંતિથી ખુલાસો કરતા.

સાંજ પડે એટલે પાછા ફરીથી ઋષિ સાયંસંધ્યા-પૂજા વગેરે કરતા, પ્રભુનું ધ્યાન ધરતા, પુલોમા સાંજે રસોઈ કરી પતિને જમાડી આનંદ પામતાં. આમ આ રીતે ઋષિ-દમ્પતી નદીકિનારે આનંદથી રહેતાં હતાં. આ સુખ તેઓને સ્વર્ગસુખ જેવું લાગતું હતું. પતિપત્ની રાજમહેલથી પણ અધિક સુખ માનતાં.

દૂરથી દેખાતી ભૃગુકચ્છની ટેકરીઓ ઉપર માણસો રહેતાં હતાં. તેઓ ઘણીવાર ફરવા માટે આશ્રમ પાસે આવતાં હતાં. ઋષિના પ્રભાવની છાપ લોકો ઉપર સારી પડી હતી.

ઋષિનો મહિમા અને યશોગાન ઘેરેઘેર ગવાતાં. તેમની તપ કરવાની શક્તિનાં વખાણ થતાં. વાચનશક્તિ પર તેમનો ઘણો જ કાબૂ હતો. વિચારશક્તિ ઘણી જ સારી હતી અને વિવેચનશક્તિ પર પૂરેપૂરો કાબૂ હતો.

સાંજની પ્રાર્થના વખતે આશ્રમમાં ઘણાં માણસો આવતાં. ઋષિની સર્વ તરફ સમાનતા જોઈ સૌ શાંતિ પામી

ઘેર જતાં. ઋષિ પોતાની શક્તિથી ભૃગુકચ્છવાસીઓનાં હૃદયનો ભાર હલકો કરી શકતા.

ગામ આખાના દાદા હોય તેમ ભૃગુદાદા સૌના સંસારના સંતાપ ટાળતા. યુવાનો પ્રેરણા પામતા, સ્ત્રીઓમાં સદ્‌ભાવ ખીલતો અને પુરુષોનો જીવનથાક હળવો થતો.

卐

## અભ્યાસરેખા

(૧) ભૃગુઋષિનો આશ્રમ ક્યાં આવ્યો હતો? ઋષિએ તે જગા શા માટે પસંદ કરી હશે?

(૨) આશ્રમનો તથા તેની આજુબાજુનો દેખાવ કેવો હતો? શું શું જોવા મળતું?

(૩) ભૃગુઋષિ આખો દિવસ શું શું કરતા?

(૪) ઋષિપત્ની પતિની શી સેવા કરતાં?

(૫) આશ્રમની વ્યવસ્થા કોણ રાખતું? કેવી રીતે?

(૬) ઋષિના પ્રભાવની છાપ લોકો પર પડતી હતી એમ તમે શા પરથી કહી શકશો?

(૭) ભૃગુઋષિને બધા 'દાદા' કહેતા હતા તો દાદા બનવાને યોગ્ય એમનામાં શા ગુણો હતા?

(૮) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરો:
(૧) મઘમઘાટ થવો (૨) સોનામાં સુગંધ ભળવી (૩) મનન કરવું (૪) મતભેદ પડવો

(૯) તમે જોએલા કોઈ આવા જ સુંદર આશ્રમનું વર્ણન તમારા શબ્દોમાં કરો.

卐

# ગુજરાત માત ચરણે

| તપસિદ્ધિ | સ્વધર્મ | સરો | યોગ અર્થે |
| --- | --- | --- | --- |
| યજન | સરોજ | સલિલ | વિલાય |

[ ગઝલ ]

અમ જન્મ ને જીવન હો ગુજરાત માત ચરણે :
તપસિદ્ધિ પુણ્ય ફલ હો ગુજરાત માત ચરણે—

વાણી વિચાર કર્મે જે જે બને સ્વધર્મે :
ધન ,ધાન્ય , ને વતન હો ગુજરાત માત ચરણે—

જ્યમ ભોમ ગીત ગાતી સરી સિંધુમાં સમાતી :
વિદ્યાકલા વહન હો ગુજરાત માત ચરણે—

ઋષિયજ્ઞ યોગ અર્થે નૃપયજ્ઞ ભોગ અર્થે :
સેવા પૂજા યજન હો ગુજરાત માત ચરણે—

સરમાં સરોજ ખીલે વિલાય છે સલિલે :
ખીલ્યાં હૃદયકમલ હો ગુજરાત માત ચરણે—

વ્હાલાને સૌથી વ્હાલી ફૂલપાંખડી દે માળી :
વ્હાલું ગણ્યું રતન હો ગુજરાત માત ચરણે—

ફૂલડાં ખીલી વસંતે સોહાય દેવ કંઠે :
ઉદ્ધાર વા પતન હો ગુજરાત માત ચરણે—

## અભ્યાસરેખા

(૧) ગુજરાતે માતા માટે કવિના હૃદયમાં કેવી લાગણી જણાય છે?

(૨) ગુજરાત માતાના ચરણમાં કઈ કઈ વસ્તુઓ કવિ ભેટ ધરવા માગે છે?

(૩) નદી, ઋષિ, રાજા, કમલ, માળી, અને ફૂલના દાખલા શા માટે આપે છે? એ બધા શેનો આત્મભોગ આપે છે? કોને માટે આપે છે? એ બધા દાખલાઓ કયો નિયમ નક્કી કરે છે?

(૪) કવિ પોતાનો છેવટનો શો નિર્ણય જાહેર કરે છે?

(૫) કમળને 'સરોજ' કેમ કહેવામાં આવે છે? પાણી જોડે જ એનાં જન્મ, જીવન અને મરણનો સંબંધ શી રીતે છે એ સમજાવો.

(૬) નીચેના વિષયો ઉપર તમારો અનુભવ તમારી ભાષામાં લખો:

(૧) જન્મભૂમિ સ્વર્ગથી પણ વધુ વહાલી છે.

(૨) કોઈ દેશભક્તના આત્મભોગની કથા.

卐

# રાઠોડનું સ્વપ્નું

| | | |
|---|---|---|
| દેવીપુત્ર | મજૂરો | ગરાંમ પરવર |
| | શિરચ્છેદ | |
| ફિરસ્તો | કુંભસ્થળ | લાંઘણ |

કોઠમાં રામભા રાઠોડનું રાજ્ય હતું. રામભાને જોગાજી રાઠોડ નામે પિત્રાઇ ભાઈ હતો. રામભાનું જોગાજી પર ઘણું હેત હતું. જોગાજી અને રામભાની જોડી જાણે રામલક્ષ્મણની જોડી. સગાભાઈથીય એક બીજા પર અધિક હેત. રામભા રાજા અને જોગાજી પ્રધાન.

રામભાના રાજ્યમાં કલોજી ચારણ રાજકવિ હતો. દરબાર ભરાય ત્યારે કલોજી ચારણ સુંદર દુહા અને કવિતા લલકારે. બધા દરબારીઓ અને રાજા ખુશ થાય. કલોજીનાં વખાણ થાય: "વાહ કલોજી, રંગ છે દેવીપુત્ર."

રામભાના દરબારમાં મયાશંકર બ્રાહ્મણ આવીને રાજાને આશીર્વાદ આપે, રાજાને કેસર–ચંદનનાં તિલક કરે અને કંકુવાળા અક્ષત (ચોખા) ચઢાવે. મયાશંકર બ્રાહ્મણ ભારે વિદ્વાન હતો. જબરો જોષી હતો. રામભાનો એ ગોર હતો. મયાશંકર રાજગોર હતો.

કલોજી ચારણ મયાશંકર ગોરની મશ્કરી કરતો. ભર-દરબારમાં મયાશંકર ગોરની મશ્કરી કરે તેથી મયાશંકરને ઘણી રીસ ચઢે. પણ રાજાના માનીતા કવિને શું કહેવાય?

મયાશંકર હરરોજ અપમાન સહન કરી લે અને મનમાં વિચાર કરે કે કોઈક દિવસ કલાજીનું કાસળ કાઢીશ.

વસંતપંચમીનો દરબાર ભરાયો છે. એવામાં કોઈ પરદેશી મુસલમાન સુંદર માટીનાં રમકડાં લઈ દરબારમાં આવ્યો. રમકડાંવાળા મુસલમાનનું નામ કાસમમીયાં હતું. તેણે માટીનું એક સુંદર કોળું બનાવ્યું હતું. સાચાં કોળાં જેવડું અને જેવું. એ માટીનું કોળું એણે રામભા રાજાજીને ભેટ કર્યું. કાસમમીયાંની કળા જોઈ બધા નવાઈ પામ્યા. રામભા કહે: "કાસમમીયાં, તમારી કારીગીરી જોઈ હું ખુશ થયો છું. બોલો તમારે કંઈ જોઈએ છે?"

એ સાંભળી મુજરો કરી મીયાં બોલ્યા: "ગરીબ પરવર, મારી એક જ ઇચ્છા છે. આ કોળામાં કેટલાં બી છે એ ગણતરી કરી કોઈ કહેશો?" મીયાંના બોલ સાંભળી બધા ઠંડા થઈ ગયા. બધા એક બીજાના મોં સામે જોવા લાગ્યાં. ઘડીભર બધા ચૂપ થઈ ગયા. રાજા દરબારીઓ સામે જુએ, દરબારીઓ એક બીજા સામે જુએ. કોઈ કંઈ બોલ્યું નહિ એટલે રાજા સમજ્યો કે આજે દરબાર લજવાશે, મારી આબરૂ જશે. રામભા બધા દરબારીઓને ઉદ્દેશીને બોલ્યા: "આ મીયાંના પ્રશ્નનો જે જવાબ આપશે તે માણસ જે માગશે તે હું આપીશ."

રાજાનાં વેણ સાંભળી મયાશંકર ઊઠ્યા. કોળું હાથમાં લઈ તેના ઉપરના લીટા ગણ્યા. કોળાની લંબાઈ–જાડાઈ માપી જોઈ. આંગળીના વેઢે હિસાબ ગણી મયાશંકર બોલ્યા: "મહારાજા, આ કોળામાં એકસો ને અગીઆર બી છે. મારું

ગણિત ખોટું પડે તો મને ઘાણીએ ઘાલી પીલી નાખજો." મયાશંકરના વચન સાંભળી કાસમમીયાં ત્યાં ઠરી જ ગયા. મીયાંના મનમાં થયું કે આ તે માણુસ છે કે ફિરસ્તો! બધા દરબારીઓ સમક્ષ કોળું ભાંગ્યું. અંદરથી બરાબર એકસો ને અગીઆર બી નીકળ્યા.

રાજાના હર્ષનો પાર રહ્યો નહિ. એકસો રૂપિયાનો સોનાનો વેઢ મીયાંને ઇનામમાં આપ્યો. મીયાં ખુશ થતો રસ્તે પડ્યો. પછી રાજા બોલ્યા: "મયાશંકર ગોર, તમે આજે મારી આબરૂ સાચવી છે માટે તમારે જે જોઈએ તે માગો."

મયાશંકર કહે: "હું એટલું જ માગું છું કે રામભાના રાજ્યમાં ચારણ ન જોઈએ."

રાજાએ કહ્યું: "એ શું માગ્યું! બીજું કંઈ માગો. ધન, ગામ, હાથી, ઘોડા એવું કંઈ માગો."

મયાશંકર કહે: "મારે બીજું ન જોઈએ, તમારું વચન પાળો."

રાજાનો હુકમ થયો. કલોજી ચારણ અને બીજા ચારણોને હદપાર કર્યા. રાજ્યમાં ચારણને કોઈ આશ્રય આપશે તેનો શિરચ્છેદ કરવામાં આવશે એવો રાજાનો હુકમ થયો. આ રીતે મયાશંકરે મશ્કરીનું વેર વાળ્યું.

શિયાળો છે. કડકડતી ટાઢ પડે છે. માટલીનું પાણી ય ઠરી બરફ થઈ જાય એવી ટાઢ પડે છે. એવામાં ટાઢથી ધ્રૂજતો બાર વર્ષનો એક છોકરો જોગાજી રાઠોડના મકાન આગળ આવીને ઊભો રહ્યો.

જોગાજીને દયા આવી. તેને ઓઢવા-પહેરવા આપ્યું. છોકરાના સદ્‌ગુણથી જોગાજી ખુશ થયા અને પોતાની હજુરમાં તેને નોકર તરીકે રાખ્યો.

દરબાર ભરાયો છે. રાજાની જોડે જોગાજી રાઠોડનું આસન ખાલી પડયું છે. દરબારમાં જોગાજીની રાહ જોવાય છે. એવામાં એક માણુસ દોડતો આવ્યો અને બોલ્યો: "જોગાજીએ તો મરણુ આદર્યાં છે."

રામભા કહેઃ "શા માટે જોગાજી મરવા તૈયાર થયા છે? કાંઈ કારણુ?"

પેલો માણુસ કહેઃ "કારણુ એ જ કે જોગાજી બાપુને રાત્રે સ્વપ્નું આવ્યું. પોતે દરબારમાં આવવા નીકળ્યા છે એવામાં રાજ્યનો હાથી ગાંડો થએલો તે જોગાજીની સામે આવ્યો. હાથીને જોઈ જોગાજી નાઠા અને ઘરમ પેંસતા બારણુાની શાખ કપાળમાં વાગી. કપાળ ફૂટી ગયું અને પ્રાણુ જતો રહ્યો. જોગાજી જાગ્યા અને લજવાયા કે હું ક્ષત્રિય થઈને નાઠો! સ્વપ્નામાંય રજપૂત નાસે નહિ અને હું નાઠો! ધિક્કાર છે મારા જીવતરને! આ કરતાં તો મરવું ભલું. સવાર થયું. અન્નજળનો ત્યાગ કરી હાથમાં માળા લઈ ઓરડો બંધ કરી જોગાજી અંદર બેઠા છે."

જોગાજીની હકીકત સાંભળીને રાજા અને દરબારીઓ ઊભા થયા. બધા જોગાજીને ત્યાં આવ્યા. રામભા કહેઃ "બંધુ, કમાડ ઉઘાડો. એ તો સ્વપ્નાં કહેવાય. સ્વપ્નાં સાચાં ન હોય."

અંદરથી જોગાજી બોલ્યાઃ "રામભા, એ તો રાઠોડનું સ્વપ્નું. સ્વપ્નામાં જ હું નાઠો. મારી જાત લાજી. માટે હવે તો મરવું જ એ જ ઉત્તમ ઉપાય છે."

જોગાજી મરે એ રામભાથી કેમ સહન થાય? એમણે પ્રતિજ્ઞા કરી જોગાજી મરે તે પહેલાં મારે મરવું!

જોગાજી સમજ્યો કે "લાખો મરજો પણ લાખોનો પાલણુહાર ન મરશો." મારે માટે રાજા મરે એ. ઠીક નથી. તેથી તેમણે કમાડ ઉઘાડ્યાં અને કહ્યું: "રાજાના હાથીને ગાંડો કરી મારી સામે છોડી મૂકો તો હું અન્નજળ લઉં."

કોઠના બજારની દુકાનોની બારીએ માણસો ઊભા છે. લોકો છાપરા ઉપર ચઢી ગયા છે. બજારમાં એક ચકલું ય ફરકતું નથી. સવારના દસ વાગ્યા છે. રાજ્યના હાથીને ગાંડો કરી છૂટો મૂકી દીધો છે. સામેથી મસ્ત હાથી ચાલ્યો આવે છે. રસ્તામાં જોગાજી ચાલ્યા આવે છે. ગાંડો થએલો હાથી માણસને જોતાં દોડ્યો ને જોગાજી પર ધસ્યો. બે દિવસના લાંઘણુ કરેલા છે એવા જોગાજી નીડરપણે હાથમાં કટાર લઈ ચાલ્યા આવે છે.

જોગાજીની નજીક હાથી આવ્યો પણ એ રાઠોડ બચ્ચો જરા ય ગભરાતો નથી. ડગલું ય ખસતો નથી. હાથીએ સૂંઢ લાંબી કરી જોગાજીને કમરમાંથી પકડ્યા અને અદ્ધર ઉછાળ્યા. જોવા ભેગાં મળેલાં માણસોના મોંમાંથી શબ્દ નીકળ્યા કે એ.......મરાયા. અધર ઉછળેલા જોગાજી પડ્યા. ક્યાં પડ્યા? હાથીની પીઠ પર. જોગાજી હાથીની પીઠ પર બેઠા. અને જોર કરી હાથીના કુંભસ્થળમાં કટારી

ખોસી દીધી. કુંભસ્થળ ચીરાઈ ગયું. અંદર કોણી સુધી જોગાજીનો હાથ પેસી ગયો. કટારી હાથીના મોંમાં નીકળી. ચીસ નાખી હાથી પડ્યો. પીઠ ઉપરથી કૂદીને જોગાજી બાજુ પર ઊભા રહ્યા. મહેલની બારીમાં બેઠેલા રાજાજીએ આ દેખાવ જોયો અને દોહરાની એક લીટી બોલ્યો:

"કુંભસ્થળ વાઈકસી
જોગાજી જમદઢ"

[જમની દાઢ જેવી જોગાજીની કટારી હાથીનું કુંભસ્થળ ચીરીને નીકળી]

રાજા ફરીથી એ લીટી બોલ્યો પણ બીજી લીટી એને આવડી નહિ. એવામાં સામા છાપરા પરથી એક યુવાન બીજી લીટી બોલ્યો:

"જાણુ અષાઢી વીજળી,
કાળે વાદળ કઢ્ઢ"

[જાણે અષાડ મહિનાની વીજળી કાળાં વાદળાં ચીરીને નીકળી હોય તેવી !]

બીજી લીટી સાંભળી રાજા ખુશ થયો. બીજી લીટી બોલનારને બોલાવી રાજાએ પૂછ્યું: "તું રજપૂત નથી, જે હોય તે સાચું કહે." તે બોલ્યો: "અન્નદાતા, હું ચારણ છું, અને જોગાજીનો નોકર છું. મારી આંખે જોએલા આવા વીર પરાક્રમને એક જ લીટીમાં હું ખરું ન કહું તો ચારણની જાત લાજે. આવા વીરનાં પરાક્રમ ગાવા બદલ આ માથું કપાતું હોય તો ભલે કપાય. વીરની કીર્તિનાં મૂલ માથું આપેય ન થાય. ઉતારી લ્યો આ માથું." એમ બોલી ચારણે માથું ધર્યું. રાઠોડની કીર્તિ ઉપર માથું આપનાર ચારણને રાજા બાથમાં લઈ ભેટ્યો અને તેને રાજકવિ તરીકે રાખ્યો.

## અભ્યાસરેખા

(૧) રાજા અને જોગાજીને કેવા સંબંધ હતા ?

(૨) ચારણુ અને મયાશંકરને શા માટે બનતું નહોતું ? મયાશંકર ચારણુ માટે મનમાં કેવા વિચારો ધરાવતા હતા ?

(૩) કાસમમીયાં રાજાના દરબારમાં શા માટે આવ્યા હતા ? રાજા તેના પર કેવી રીતે ખુશ થયા ?

(૪) કાસમમીયાંએ શી શરત મૂકી ? એ શરત કોણે અને કેવી રીતે પૂરી કરી ?

(૫) મયાશંકરે રાજા પાસે શી માગણી કરી ? રાજાએ એ માગણીનો અમલ શી રીતે કર્યો ?

(૬) જોગાજીને શું સ્વપ્ન આવ્યું ? એ સ્વપ્નનું શું પરિણામ નીપજ્યું ?

(૭) જોગાજીએ હાથી ગાંડો કરી છોડાવવા શા માટે અને ક્યારે કહ્યું ? હાથીને તેણે શી રીતે માર્યો ?

(૮) હાથીને મારતાં જોઈ રાજાએ શું કહ્યું ? બાકીની લીટી કોણે પૂરી કીધી ?

(૯) જોગાજીનો નોકર ચારણજ છે એમ રાજાએ શી રીતે જાણી લીધું ?

(૧૦) નીચેનાં વાક્યો આગળ–પાછળનો સંબંધ આપી સમજાવો :

(૧) 'વાહ કલ્લોજી, રંગ છે દેવીપુત્ર'.

(૨) 'કોઈક દિવસ કલ્લોજીનું કાસળ કાઢીશ.'

(૩) મીયાંના બોલ સાંભળી બધા ઠંડા થઈ ગયા.

(૪) સ્વપ્નાં સાચાં ન હોય.

(૫) 'લાખો મરજો પણ લાખોનો પાલણહાર ન મરશો.'

(૬) 'વીરની કીર્તિનાં મૂલ માથું આપે ય ન થાય.'

(૧૧) જોગાજીનું પરાક્રમ તમે જાતે જોયું હોય એવી રીતે તમારા મિત્રને વર્ણવો.

(૧૨) રાજ્યમાં ચારણોની જરૂર ખરી કે નહિ એ વિષે તમારો અભિપ્રાય જણાવો.



# પ્રતાપને નિંદરૂં ના'વે

સોણું                                        મેઘલી

પ્રતાપને નિંદરૂં ના'વે, સોણું તેને ખૂબ સતાવે,
ઊંઘમાંથી ઝબકીને ઊઠ્યો, પે'રી લીધો પે'રવેશ,
મેઘલી રાતે ફરવા નીકળ્યો નયને તરે દેશ.—પ્રતાપને૦
કયમ કરી કરું નિંદર મીઠી, દુઃખમાં ડૂબે માત,
દુઃખ જો તેનાં ડૂલતાં હોય તો ઘોળી કરું જાત.—પ્રતાપને૦
ભૂખથી રોતાં બાળકો મારાં, દુઃખથી રોતી માત,
લક્ષ્મી વિનાનો હું પણ રોતો, કયમ ટકાવું જાત ?.—પ્રતાપને૦
જોવું આંખે રોવું આંખે, દિલમાં દુઃખ અપાર,
તેથી ઉત્તમ ન જોવું ન રોવું થાઉં જો હદની પાર.—પ્રતાપને૦
વીર ભામાશાએ વાતજ જાણી પ્રતાપ છોડે દેશ,
લક્ષ્મી મારી કામ શું આવે ? દુખમાં ડૂબશે દેશ.—પ્રતાપને૦
વીર તમારી વીરતા લાજે, છોડો જો દુઃખે દેશ,
નાણું તમારે ચરણે મૂકું, ડરશો નહિ લેશ.—પ્રતાપને૦



### અભ્યાસરેખા

(૧) પ્રતાપ ક્યારે ફરવા નીકળ્યો ? શા માટે ?
(૨) પ્રતાપને શા માટે નિંદર આવતી નહોતી ?
(૩) પ્રતાપ શું નિશ્ચય કરે છે ? શા માટે એવો નિશ્ચય કરે છે ?
(૪) એ નિશ્ચય કોણ ફેરવે છે ? કેવી રીતે ?
(૫) પ્રતાપ પોતે એકલો એકલો પોતાના વિચારો બહાર કાઢતો હોય એમ તેના મનનાં વિચારો તમારા શબ્દોમાં લખો.

卐

[ ૬ ]

# મહાકવિ પ્રેમાનન્દ

| | |
|---|---|
| નિરાંત | રગેરગ |
| માણુ | રમઝમાટી |
| રસ-તરબોળ | ફાંકડો |

"પ્રેમા! ઓ પ્રેમા!" "જી મહારાજ!" "બચ્ચા, પ્રેમા! આજે તો પગ કળીને ઢગલો થઈ જાય છે."

પ્રેમો તરત જ મહારાજના પગ દાબવા બેસી ગયો. થોડી વાર થઈ ત્યાં મહારાજ બોલ્યાઃ "બચ્ચા પ્રેમા! પાણીનો માટલો ભરી આવ, જોઉં."

"મારે ઘેરથી?" "ના, વિશ્વામિત્રીથી." તરત જ પ્રેમો દોડતો ગયો ને પાણીની માટલી ભરી આવ્યો.

પ્રેમો માબાપ વિનાનો હતો. જાતનો બ્રાહ્મણ હતો ને વડોદરાનો વતની હતો. માશીને ત્યાં નાનપણથી ઊછરતો હતો. ભણવા-ગણવામાં ઠોઠ હતો. માશી પ્રેમાને નિશાળે મોકલે ને પ્રેમાભાઈ કામનાથ મહાદેવમાં જઈને નિરાંતે દિવસ ગાળે!

કામનાથ મહાદેવમાં રામચરણ સંન્યાસીનો ઉતારો હતો. પ્રેમો રોજ મહાદેવનાં મન્દિરમાં જાય, રામચરણ સંન્યાસીનું કામકાજ કરે. માશીનું જરાય કામકાજ ન કરે. એ પ્રેમો રામચરણ સંન્યાસીનું દરેક કામ દોડીને કરતો.

સંન્યાસીને પણ પ્રેમા ઉપર બહુ પ્રીતિ હતી. પ્રેમો સંન્યાસીના હાથ પગ હતો.

ચાતુર્માસ પુરા થયા ને રામચરણ સંન્યાસીએ મુકામ ઉઠાવ્યો. પ્રેમો પણ સંન્યાસીની સાથે જ ગયો. માશીએ રજા આપી ને રામચરણે પ્રેમાને સાથે લીધો.

પછી રામચરણ સંન્યાસીએ ચારે ધામની યાત્રા કરી, ઉત્તરમાં હરદ્વાર ને બદરિકાશ્રમની યાત્રા કરી, ત્યાંથી કાશી ને ગયામાં થઈને જગન્નાથપુરીની યાત્રા પણ કરી; ત્યાંથી નાશિક, પંઢરપુર થઈ છેક દક્ષિણમાં શ્વેતબિન્દુ રામેશ્વર સુધીની પણ યાત્રા કરી અને છેવટે ગિરનાર ચડી દ્વારિકાનું ધામ પણ જોઈ લીધું.

પ્રેમો પણ આ ચારે ધામની યાત્રામાં રામચરણ સંન્યાસીની સાથે ને સાથે જ હતો.

પ્રેમો હવે કાંઈ ઠોઠ નહોતો રહ્યો. રામચરણ સંન્યાસીએ પ્રેમાને સંસ્કૃત ભણાવ્યું હતું. અને પ્રેમો તો સંસ્કૃતમાં લખેલાં મહાભારત અને રામાયણ કડકડાટ વાંચી શકતો હતો! વળી ચાર ધામની યાત્રા કરવાની મળી તેમાંથી પણ પ્રેમાને ઘણું ઘણું નવું જાણવાનું મળ્યું હતું. પ્રેમાએ ભાતભાતના લોકો જોયા, ભાતભાતના રીતરિવાજો જોયા અને ભાતભાતની ભાષા જાણી. પ્રેમાને બંગાળી ભાષા આવડી, મરાઠી આવડી, અને હિન્દી ભાષા તો બહુ સારી આવડી.

હવે તો પ્રેમો નવરો પડે કે વાંચવા બેસે, અને વાંચે નહિ તો લખવા બેસે.

એક વાર રામચરણ સંન્યાસીએ હાક મારી: "પ્રેમા, શું કરે છે?"

પ્રેમો દોડતો ગુરુ પાસે આવ્યો ને કાગળ બતાવી બોલ્યો: "ગુરુજી, આ કવિતા લખતો હતો."

"લાવ જોઉં, કેવી'ક કવિતા લખી છે?"

પ્રેમાએ કવિતાનો કાગળ ગુરુના હાથમાં મૂકયો ને તરત જ રામચરણે એ કાગળ ચરરર દઈને ચીરી નાખ્યો.

પ્રેમો તો ચુપચાપ ઊભો જ રહ્યો. એને કવિતા ફાડી નાખ્યાનો શોક થયો, પણ એનાથી કાંઈ બોલાયું નહિ.

આખરે ગુરુ બોલ્યા: "પ્રેમા, પોતાનું આંગણું ગંદું હોય, છતાં પારકાનું આંગણું સાફ કરે એ માણસ કેવો કહેવો?"

"મૂરખ."

"માને વીસરે એ માણસ કેવો?"

"બહુ મૂરખ."

"મનુષ્યને કેટલી મા?"

"બે."

"કઈ કઈ?"

"એક જનની, ને બીજી જન્મભૂમિ."

"એક ત્રીજી મા છે તે જાણે છે?"

"ના ગુરુ."

"તું મારું બોલ્યું ને હું તારું બોલ્યું શાથી સમજી શકીએ છીએ?"

"ભાષાથી."

"તારી ભાષા કઈ?"

"ગુજરાતી."

"ત્યારે ગુજરાતી ભાષા એ તારી ને મારી માતૃભાષા. એ ભાષા પણ મારી માત છે."

પ્રેમાનું અન્તર જાગી ગયું. માતૃભાષા માટે એની રગેરગમાં અભિમાન ઉત્પન્ન થયું. તરત જ એ બોલી ઊઠયોઃ "ગુરુ! આજે તમે મને મારી મા આપી છે. આજ સુધી હું નમાયો હતો; પણ હવે આજથી મારી ગુર્જરમાની જ સેવા હું કરીશ, ને આપની સમક્ષ પણ લઉં છું કે જ્યાં સુધી મારી ગુર્જરમાતા બીજી ભાષાઓથી ચઢીઆતી ન ગણાય ત્યાં સુધી મારે મારે માથે પાઘડી ન જ પહેરવી."

"શાબાશ! શાબાશ! બચ્ચા પ્રેમાનન્દ! જા મારો આશીર્વાદ છે કે તું ગુર્જરીનો મહાકવિ થશે અને તારું નામ ગુજરાતમાં અમર થશે."

ઉપલો બનાવ બન્યા પછી થોડે કાળે રામચરણ ગુરુ રામશરણ થયા; પણ પ્રેમો તો હવે બેઠો બેઠો કવિતાઓ ને આખ્યાનો લખે છે. ધીમે ધીમે પ્રેમાની કવિતાઓ ને આખ્યાનો જાણીતાં થવાં લાગ્યાં, ને પ્રેમો પ્રેમાનન્દ કવિ તરીકે ઓળખાવા લાગ્યો.

પ્રેમાનન્દ કવિ તો રામાયણ ને મહાભારતમાંથી કથાઓ ચૂંટી કાઢીને એ ઉપર સરળ મઝેનાં આખ્યાનો લખે અને પોતાનાં એ આખ્યાનો લોકો પાસે ગાઈ સંભળાવે. લોકો

પણ એ આખ્યાનો સાંભળવામાં એટલા બધા ઘેલા થઈ જતા કે ન પૂછો વાત!

અને શું? જ્યારે પ્રેમાનંદ કવિ કેડ બાંધીને માણ ઉપર થાપો મારતા આખ્યાનો ગાવા માંડે ત્યારે રસ તો કાંઈ રસ જામે! એ રસની વાત જ ન થાય. ભલભલા પુરાણીઓ કાનની બૂટ પકડીને કહેતા કે પ્રેમાનંદ જેવી કથા તો કોઈથી ન જ થાય. કથા રાતે વંચાય. સ્ત્રીઓ ને પુરુષોનાં ટોળેટોળાં કથામાં આવે ને કવિ કથા શરૂ કરે કે આખી હજાર બે-હજારની મેદની શાંત થઈ જાય. અરે! નાનાં બાળકો શુદ્ધાં રડવાનું ભૂલી જતાં!

આખ્યાનનો રસ જામે ત્યારે તો કવિ ઢીચણભર થઈ જઈને માણ ઉપર થાપો મારતા જાય અને આંગળાની એવી એવી તો રમઝમાટી માણ ઉપર બોલાવે કે આસપાસ બબ્બે માઈલ સુધી એ કથાના રણકા ઠંડી રાતે સંભળાતા. કવિનો અવાજ ને કથા કહેવાની છટા પણ બહુ સરસ.

આવાં આખ્યાનો કવિએ ગામે ગામ ને શહેરે શહેર વાંચેલાં; ને જ્યાં જ્યાં કવિ ગયેલા ત્યાં ત્યાં લોકોને રસ-તરબોળ કરી મૂકેલા. પ્રેમાનંદ કવિ આખ્યાન વાંચવાના છે એ વાતની જાણ થાય કે લોકો તો કીડીની માફક ઊભરાતા. કવિએ આખ્યાનો ગાઈને બહુ કીર્તિ મેળવેલી. ધન પણ સારી પેઠે એકઠું કરેલું.

ઠેઠ નન્દરબાર સુધી પણ કવિ ત્યાંના રાજાના બોલાવ્યા કથા કરવા ગયા હતા. નન્દરબારના રાજાને ત્યાં કવિને સારું માનપાન મળેલું.

"નળાખ્યાન" નામનું સૌથી ઉત્તમ આખ્યાન કવિએ નન્દરબારમાં જ લખેલું. સૂરતમાં તો પ્રેમાનંદ કવિ ઘણીવાર આવી ગયેલા ને જદાખાડીમાં કથા કહી ગયેલા.

પ્રેમાનંદ કવિનાં આખ્યાનો એટલે પૂછવું જ નહિ. કવિની ખૂબી એવી છે કે ઘડીકમાં આપણને એ આખ્યાનો વાંચતાં સાંભળતાં રડાવે; વળી ઘડીકમાં હસાવે; વળી ઘડીકમાં જુસ્સો ચડાવે; વળી ઘડીકમાં શાન્ત બનાવી દે. કવિની કળા જબરી હતી.

કવિએ ઘણાં આખ્યાનો લખ્યાં છે ને તે બધાં વાંચવા જેવાં છે. 'નળાખ્યાન', 'સુદામા ચરિત્ર', 'મામેરું', 'રણયજ્ઞ' વગેરે તો ફરી ફરી વાંચવા ગમે તેવાં છે.

આટલું આટલું કવિએ લખ્યું, તોય એને ગુજરાતી ભાષાનું માન વધાર્યાનો સન્તોષ ન થયો. એમને તો ગુજરાતી ભાષાને સંસ્કૃત જેટલી સરસ ને જાણીતી કરવી હતી.

એક દિવસ કવિ બેઠા હતા ને એમનો પુત્ર વલ્લભ આવ્યો. વલ્લભ ફાંકડો કહેવાતો. બાપને પણ બે શબ્દ સંભળાવી દે એવો ઉતાવળીઓ હતો. એ પણ ઉસ્તાદ કવિ હતો. પ્રેમાનંદનું નામ રાખે એવો.

વલ્લભે આવીને પિતાના હાથમાં પોતે રચેલું એક આખ્યાન મૂક્યું. કવિએ એ વાંચ્યું ને કવિનો હરખ ઊભરાઈ ગયો. એ બોલી ઊઠ્યાઃ "વાહ! વલ્લભ! માગ, માગ." વલ્લભે તરત જ માગી લીધું: "પિતાજી, માથે હવે પાઘડી પહેરો."

પ્રેમાનન્દે તરત જ પાઘડી મંગાવીને પહેરીને એ બોલ્યા: "લે, પાઘડી પહેરીને તારું માગ્યું તને આપું છું; પણ આ પાઘડી મારાથી કાયમ નહિ પહેરાય.

હજી ગુર્જરીમાની ધારી સેવા નથી બની શકી. તું નવ રસનાં નવ આખ્યાન રચ તો પછી કદાચ પાઘડી કાયમ પહેરવાનો વિચાર થઈ શકે."

વલ્લભે તે દિવસે બાપને વચન આપ્યું હતું કે હું નવ રસનાં નવ આખ્યાનો રચીશ; અને તે વચન એણે બરાબર પાળ્યું હતું.

પ્રેમાનન્દ કવિ ગુજરાતી ભાષા માટે તો મરી પડતા હતા. ગુજરાતી ભાષા ઉપરનો તેમનો પ્રેમ અજબ હતો.

આજે પ્રેમાનન્દ કવિનાં આખ્યાનો ઘેરેઘેર વંચાય છે. 'મામેરું', 'ઓખાહરણ', 'સુદામા ચરિત્ર' જેવાં આખ્યાનો તો ગુજરાતી સ્ત્રીઓએ કંઠે રાખ્યાં છે. અનેક પ્રસંગે સ્ત્રીઓ એ આખ્યાનો બહુ હોંશથી ગાય છે.

પ્રેમાનન્દની કીર્તિ અમર છે. ગુજરાતી ભાષા ધરતી ઉપર રહેશે ત્યાં સુધી પ્રેમાનન્દ અમર છે.

આજે પ્રેમાનન્દ કવિ તો ગુજરાતના મહાકવિ લેખાય છે. એમનાં આખ્યાનો ભણેલા, નહિ ભણેલા, સર્વને સરખી રીતે ગમે છે. તમે પણ એ મહાકવિનાં આખ્યાનો જરૂર વાંચજો.

卐

## અભ્યાસરેખા

(૧) પ્રેમાનંદ ક્યાંના વતની હતા? માશીને ત્યાં શા માટે ઊછર્યા? ભણવામાં કવિ કેવા હતા?

(૨) કવિને રામચરણ સંન્યાસીનો ક્યાં અને કેવી રીતે મેળાપ થયો? સંન્યાસીની પ્રીતિ શી રીતે મેળવી? એથી કવિને શા લાભ થયા?

(૩) આપણી કઈ ત્રણ માતાઓ છે? ત્રીજી માનો સંન્યાસીએ પ્રેમાનન્દને શી રીતે ખ્યાલ આપ્યો? એ ખ્યાલ આવ્યા પછી પ્રેમાનંદે શી પ્રતિજ્ઞા લીધી? એ કેટલે અંશે પાળી?

(૪) પ્રેમાનંદને સંન્યાસીએ શો આશીર્વાદ આપ્યો? ક્યારે આપ્યો? એ આશીર્વાદ કેવી રીતે ફળ્યો?

(૫) પ્રેમાનન્દે ક્યાં ક્યાં સરસ આખ્યાનો લખ્યાં છે? કથાકાર તરીકે કવિએ કેવી ખ્યાતિ મેળવી હતી?

(૬) પ્રેમાનંદ ઉપર લોકો શા માટે ખુશ રહેતા હતા?

(૭) વલ્લભ કોણ હતો? એણે પ્રેમાનંદને પાઘડી શી રીતે પહેરાવી?

(૮) પ્રેમાનંદે કઈ કઈ જાત્રાઓ કરી? ક્યાં ક્યાં કથાઓ કરી?

(૯) પૂર્વાપર સંબંધ આપી નીચેનાં વાક્યો સ્પષ્ટ સમજાવો:

(૧) 'પોતાનું આંગણું ગંદુ હોય છતાં પારકાનું આંગણું સાફ કરે એ માણસને કેવો કહેવો?'

(૨) 'પ્રેમાનંદ જેવી કથા તો કોઈથી ન જ થાય.'

(૩) બાપને પણ બે શબ્દ સંભળાવી દે એવો ઉતાવળીઓ હતો.

(૧૦) નીચેના શબ્દપ્રયોગોનો અર્થ સમજાય એવી રીતે તે વાક્યોમાં વાપરો:

(૧) હાથ પગ થવું (૨) રામશરણ થવું (૩) કાનની બૂટ પકડીને કહેવું (૪) કીડીની માફક ઊભરાવુ (૫) પૂછવું જ નહિ (૬) નામ રાખવું

(૧૧) કવિ પ્રેમાનંદ પોતાની આત્મકથા જાતે પોતે કહેતા હોય એવી રીતે એમનું જીવનવૃત્તાંત તમારી ભાષામાં લખો.

卐

[ ૭ ]

# બાળ પ્રભાતિયું

| બાંગ | ગુંજવું |
| --- | --- |
| ઉષા | અરુણ |

જાગને ભાઈ તું, ઊઠ ઉતાવળો,
વા'ણું વાયું અને રાત વીતી;
ભૂંગળાં મીલનાં ભોં ભોં ભોં કરી રહ્યાં,
ગાયો ગોવાળની પાણી પીતી.—જાગને૦

ભ્રમર ગુંજી રહ્યા, કમળ ખીલી ગયાં,
ઘાટ પર સુંદરી પાણી ભરતી;
વાટ પર માનવી ટોળે ઊલટી રહ્યાં,
ઝટપટ ગાડી ખખડાટ કરતી.—જાગને૦

દેવ મંદિરમાં, ઘંટ વાગી રહ્યા,
મસીદે મુલ્લાંજી બાંગ બોલે;
ઉષા ઊગી ગઈ અરુણુ તો આવીઓ,
કૂંચી સોનેરી લઈ પૂર્વ ખોલે.—જાગને૦

વાડીમાં માળીઓ, પુષ્પ ચૂંટી રહ્યા;
ખેડૂતો ખેતરે ખડ કાપે;
ઝોળી ખાંધે લઈ ભિક્ષુઓ આવતા,
સંત સાધુ યોગી જપ જાપે.—જાગને૦

卐

## અભ્યાસરેખા

(૧) બાળકને કોણ ઉઠાડે છે? ક્યારે ઉઠાડે છે?

(૨) 'વા'ણું વાયું' એમ શા ઉપરથી માલમ પડે? શા ફેરફારો જણાય છે.

(૩) માતા પોતાનાં બાળકને ઉઠાડવા ક્યાં દૃષ્ટાંતો આપે છે? એ દૃષ્ટાંતો આપી માતા બાળકને શું સમજાવવા માગે છે?

(૪) 'ઉષા' અને 'અરુણ' કોણ? એમને સવાર સાથે શો સંબંધ હોઈ શકે?

(૫) 'અરુણ' પાસે 'સોનેરી કૂંચી' ક્યાંથી આવી? એ કૂંચીનો શો ઉપયોગ? એ કૂંચી સોનેરી કેમ હશે?

(૬) આ બાળક ક્યાં રહેતો હશે? શહેરમાં કે ગામડામાં? કારણો આપો.

(૭) તમે કોઈ સુંદર સ્થળમાં જોએલા 'સૂર્યોદય' અને 'સૂર્યાસ્ત'નું વર્ણન તમારા શબ્દોમાં કરો.

卐

[ ૮ ]

# જીવજન્તુ પરિષદ

| પરિષદ | ગભાણો | અપૂર્વ | પ્રેક્ષક |
|---|---|---|---|
| નામાંકિત | સામાજિક | અનુમોદન | વિરોધ |
| અધ્યક્ષ | સંઘશક્તિ | વિદુષી | કફોડી |
| તરડ | વક્તા | પ્રસાદ | સહાનુભૂતિ |
| | સ્થળસંકોચ | ઉસ્તાદ | |

જાહેર સભા !  જાહેર સભા !!  જાહેર સભા !!!

## બધાં જીવજન્તુની જાહેર સભા

તા. ૩૨–૧૩–૩ના રોજ સૂર્ય અસ્તોદય પહેલાં ઘોડાંની પાગા નજીકના મોટા મેદાન ઉપર સભા મળનારી છે. તો બધાં જીવજન્તુ અને તે માટે અભિમાન ધરાવનાર દરેકે અવશ્ય પધારવું એવી વિનંતિ છે.

આપનો

ચટપટીશંકર માંકણ

ઉપર લખ્યા પ્રમાણે સભાની જાહેરાત બધાં વર્તમાન-પત્રોમાં આપવામાં આવી. તે સિવાય ગટરો પાસે, મોરી, ખાબોચિયાં, ઢોરનાં ગભાણો, વગેરે ઠેકાણે મોટી મોટી જાહેરાત ચોડવામાં આવી. સભાનો દિવસ નજીક આવવા લાગ્યો. સંધ્યા સમયે છ વાગે મેદાન ઉપર સઘળાં જીવજન્તુ એકઠાં થવા લાગ્યાં.

શ્રી મચ્છરભાઈ ગુણગુણ, રા. ચાંચડભાઈ ટુણટુણ, શ્રી ચપટીશંકર માંકણ, શ્રીમતી જૂબાઈ શીર્ષે, સૌ. માખીબાઈ દુપંખી, રા. વંદાભાઈ મુછાળા અને શ્રી. વીંછીભાઈ ચટકાળા, આ સર્વ પ્રમુખમંડળી જણાતી હતી. મધમાખીઓ હજારોની સંખ્યામાં હાજર હતી. તે સિવાય કીડી મકોડીઓથી સર્વ મેદાન ઊભરાઈ જતું હતું.

સભાની શરૂઆત થઈ. ચટપટીશંકર માંકણ ટેબલ નજીક આવીને બોલવા લાગ્યા: "જાતિબાન્ધવો, સભ્ય ગૃહસ્થો અને સન્નારીઓ, આપણી આજની આ સભા મોટી અપૂર્વ છે. 'न भूतो न भविष्यति' આપણી આ સભાનું મહત્ત્વ કહેવાનું કંઈ કારણ નથી." માથું ઊંચું કરીને મોટા અવાજથી કહો, એ પ્રમાણે પ્રેક્ષકોમાંથી બૂમો આવી. તેવા ચટપટીશંકર ટેબલ ઉપર ઊભા રહીને બોલવા લાગ્યા:

"આવી મહત્ત્વની સભા વખતે આપણને યોગ્ય પ્રમુખ મળવો જોઈએ. મારા મત પ્રમાણે આજની સભામાં રાવબહાદુર મચ્છરભાઈ ગુણગુણ, એ જ યોગ્ય પ્રમુખ છે. (તાળીઓ) તેમનાં પરાક્રમ સર્વને ખબર છે. આપણ બધાંને ત્રાસ આપનાર મનુષ્ય જાતિને તેઓ ત્રાહિ ત્રાહિ પોકરાવે છે; મોટા મોટા નામાંકિત ડૉકટરોએ પણ મચ્છરભાઈની પાછળ હાથ ધોઈ નાખ્યા છે. મચ્છરભાઈના નાશ માટે પ્રયત્ન કરનાર હજારો લોક થાકી ગયા છે. સુવેઝની નહેર ખોદાતી વખતે તેમણે ઘણો જ કેર કર્યો હતો. તે વખતના પરાક્રમ માટે સરકારે તેમને રાવ બહાદુરની પદવી અર્પણ કરેલી. પછી જ

નહેર બાંધવાનું શકય થયું. વિચાર કરો, સરકારને પણ તેમનું મહત્ત્વ જણાયું તો તેઓ કેવા મોટા માણસ! વારુ, આ બધું હોવા છતાં તેમને કોઈ દિવસ ગર્વ નહિ, આળસ નહિ. જેની તેની પાસે જઈને સમાચાર આપે છે. તેમની તે સામાજિક કામગીરી કોઈની દૃષ્ટિ બહાર નથી. તેમનો અવાજ કેટલો મધુર, શરીર કેવું સુંદર, રહેણી કેવી સાદી! એવા મહાપુરુષને આપણી સભાનું પ્રમુખપદ આપવાનું હું સૂચવું છું." (તાળીઓ)

આ ઠરાવને અનુમોદન આપવા માટે વંદાભાઈ પોતાની મૂછો ફફડાવતા ટેબલ પાસે જવા લાગ્યા. તે વખતે સૌ. માખીબાઈ ટેબલ ઉપર જઈને બોલવા લાગ્યાં:

"સન્નારીઓ અને સભ્ય ગૃહસ્થો, તમારી આગળ જે સૂચના આવી છે તે માટે મારો વિરોધ છે. રાવ બહાદુર મચ્છરભાઈ ગુણગુણના મોટાપણા બદલ મારે કંઈ બોલવાનું નથી. પણ જરા વિચાર કરો. અત્યારનો સમય સ્ત્રી-સ્વાતંત્ર્યનો છે. જયાં ને ત્યાં આજે સ્ત્રીઓ જ અધ્યક્ષ થાય છે; પુરુષોને તો બહુ માન મળતું નથી. માટે મારો મત એ છે કે શ્રીમતી જૂબાઈ શીર્ષેને આજની સભાનું અધ્યક્ષસ્થાન આપવું જોઈએ. જૂબાઈ પણ ઘણા જ લોકપ્રિય છે. પાંચ દસ મંડળી એકઠી થઈ કે જૂબાઈ બોલાવ્યા સિવાય હાજર. તેમની સંઘશકિત ઘણી જ છે. આવાં લોકપ્રિય બાઈની જ અધ્યક્ષસ્થાને નિમણૂંક કરવી જોઈએ. સમાજની જાગૃતિનું કામ તે નિયમસર કરે છે. તે સિવાય માણસોએ પોતાના માથા ઉપર તેમને અગ્રસ્થાન આપ્યું છે. આવા મોટા પદ

ઉપર આવેલાં અને લોકપ્રિય થયેલાં એવાં વિદુષી શ્રીમતી જૂબાઈ શીર્ષેને અધ્યક્ષ ચૂંટવાં એવી મારી સૂચના છે.”

(મધમાખીઓએ જોરથી તાળીઓ પાડી.)

રા. ચાંચડભાઈ ટુણુટુણે યોગ્ય શબ્દોમાં અનુમોદન આપ્યા પછી શ્રીમતી જૂબાઈએ તાળીઓના ગડગડાટ વચ્ચે અધ્યક્ષસ્થાન સ્વીકાર્યું.

શ્રીમતી જૂબાઈ બોલ્યાં: “સભ્ય લોકો, આપે મને જે માન આપ્યું છે તે માટે હું એટલી બધી લાયકાત ધરાવતી નથી. મારાથી વધારે લાયકાત તો રાવબહાદુર મચ્છરભાઈની જ છે. જુઓ, તેમનો પરિચય સુશિક્ષિત અને અશિક્ષિત વર્ગ એ બન્નેમાં છે. પણ હું તો ફક્ત અશિક્ષિત વર્ગમાં જ છું. સિવાય મારા કરતાં એમનો પ્રવાસ વધારે થએલો છે. તેથી તે મારા કરતાં જ્ઞાનથી અને માનથી સોગણા વધારે લાયક છે. પણ જે અર્થે તમે મારા ઉપર આ કામગીરી સોંપી છે તે અર્થે એ કામગીરી પાર પાડવા ખાતર હું એ અધ્યક્ષસ્થાન સ્વીકારું છું.” (તાળીઓ)

અધ્યક્ષ—હવે જેને કંઈ કહેવું હોય તે કહે.

પોતાની સૂચના માન્ય થયાથી માખીબાઈ ખુશ ખુશ થઈ ગયાં અને બહુ ઉત્સાહથી કહેવા લાગ્યાં:

“હવે અધ્યક્ષની પરવાનગી મળી ચૂકી છે, તો આપણી તકરારો કહેવાને શી હરકત છે? આ સોના જેવી તક કોઈએ ગુમાવવી ન જોઈએ. હાલમાં માખોની બહુ જ કફોડી સ્થિતિ થઈ ગઈ છે. અમે દેખાવમાં કેવી રૂપાળી અને

સુંદર છીએ? અમે બહુજ ચપળ છીએ. આળસની તો અમને ખબરજ નથી. છતાં માણુસો અમને બહુજ ધુતકારી કાઢે છે. (મોટા અવાજથી) વધારે શું કહું? હાલમાં અમારે બહુજ ભૂખમરો વેઠવો પડે છે. અમને ભાવતો ખોરાક માણુસો કંઈક ઢાંકી મૂકે અગર તો કબાટમાં મૂકે, એમાંથી અમે એ પદાર્થ ખાવા જઈએ તો તેઓ અમને ઝાપટી કાઢી મૂકે છે. તેઓ ખાતા હોય તે વખતે એઠું ખાવા જઈએ તો ડાબો હાથ અમારી પાછળ પડ્યોજ સમજો.

"કેવા હલકા માણુસો! એઠું અનાજ આપવામાં પણુ ઉદારતા નહિ! (આવેશમાં) આ કહ્યું તે ઓછું કહેવામાં આવ્યું છે. આનાં કરતાં પણુ વધારે ખરાબ કામો તેઓ કરે છે. બીજાના પ્રાણુ ઉપર હાથ નાખવો એ કોઈનો અધિકાર નથી. માણુસો દયાળુ હોય છે ના? પણુ તે માખીઓનો સંહાર કરે છે. તે લોકોએ એક જાતનો કાગળ બનાવ્યો છે. ગરીબ બિચારી માખીઓ તેના ઉપર ચોંટી ટપોટપ મરી જાય છે. (દીર્ઘ નિશ્વાસ) ગરીબોનો આવી રીતે પ્રાણુ લેનાર માણુસો માટે બન્દોબસ્ત થવો જોઈએ, એવી મારી સૂચના છે." (તાળીઓ—બેસે છે.)

વંદાભાઈ મુછાળા–(મૂછો ફફડાવી, ખોંખારીને) અધ્યક્ષ બાઈ સાહેબ અને સભ્યજનો, હું ફક્ત ચારજ શબ્દો કહેનાર છું, કારણુ કે મારી તબિયત સારી નથી અને મને બોલવાની ટેવ નથી. મારી ભૂલ થાય તો માફ કરશો. હમણાંજ માખીબાઈએ કહ્યું તે પ્રમાણે અમારી પણુ તેવીજ

સ્થિતિ છે. માણુસોનો અમને ભારે ત્રાસ છે. (ખોંખારીને) એક વખત મને સખત ભૂખ લાગી ત્યારે હું દૂધના કબાટ તરફ જવા લાગ્યો, કે તરત જ બિલ્લીબાઈની નજર મારા ઉપર ગઈ. તેણે જે છલંગ મારી કે મારા અંગ ઉપર ! હું પકડાવાની તૈયારીમાં હતો પણ હું કેવો ઉસ્તાદ કે તરત જ બારણાની તરડમાં પેસી ગયો. માલિક બાઈએ અમારી લડાઈ જોઈ કે તરત જ જલદીથી આવીને કબાટનું બારણું બંધ કર્યું. હું તરડમાં હતો. બહાર આવું તો બિલાડી તૈયાર જ હતી. જો તરડમાં ભરાઈ રહું તો ચગદાઈ મરું. આ વેળાએ હું જ હતો એટલે ઠીક. બીજો હોત તો મરી જ જાત. મને પણ કેટલી બધી મુશ્કેલી નડી ! ઘણા પ્રયત્ને બચ્યો. મારી છાતી ધબકારા મારવા લાગી. પરસેવાથી રેબઝેબ થઈ ગયો પણ એટલામાં બિલાડી નાઠી ત્યારે જીવમાં જીવ આવ્યો. (દમ ખેંચીને, નિશ્વાસ મૂકીને) માણુસો દૂધ–ઘીનાં વાસણ બંધ કરવાનાં ભૂલે જ નહિ, એટલે પછી અમારે લોટ જેવો લૂખો–સૂકો ખોરાક ખાવો પડે છે. તેથી અમારા શરીરની હેરાનગતિ થાય છે. (શરીર તરફ જોઈને રડવા લાગ્યો.) બિલાડી પણ અમને એકદમ ગળી જાય છે. તેથી અમારું કહેવું એવું છે કે બિલાડી અને માણુસોનો બંદોબસ્ત કરો. (જતાં તાળીઓ)

વીંછીભાઈ ચટકાળા–(આંકડો ઊંચો કરીને રોફથી) મને એ શબ્દો બોલવાની પરવાનગી આપશો. 'માણુસોનો ત્રાસ છે' એ વિષય ઉપર બે વક્તાઓનાં ભાષણ થયાં તે ખરેખર બરોબર છે. માખીબાઈને માણુસોનો ત્રાસ છે પણ મારા આ આંકડાના પ્રસાદથી માણુસો કલાકોના કલાકો તોબા

પોકારે છે. જાતભાઈઓને દીધેલા ત્રાસ બદલ વેર વાળવા આ મારો આંકડો...........

રા. ચાંચડભાઈ ટુણુટુણુ–(એકદમ ઊઠીને) સન્નારીઓ એ....આય મીન–સભ્ય ગૃહસ્થો, હમણાં જ રા. વીંછુભાઈએ જાતભાઈઓ શબ્દ વાપર્યો તે બદલ મારો વિરોધ છે. આપણી જાતિ પૈકીના તે છે જ નહિ. આપણી અને એમની જાતિ જુદી છે તે એક જ વાતથી ઠરેલું છે. આપણામાંના દરેકને છ પગ પણ વીંછુભાઈના પગ ગણી જુઓ. (જે તે વીંછુભાઈના પગ તરફ જોવા લાગ્યાં). વીંછીને આઠ પગ હોય છે. આપણા અંગોમાં માથું, છાતી, પેટ એ મુખ્ય ભાગ છે. વીંછુભાઈને તેવું નથી. આપણા વિષયમાં તેમને સહાનુભૂતિ હશે પણ તે યોગ્ય નથી. કારણ આપણા ભાઈઓ પૈકી કેટલાક ઉપર ભાઈ તરાપ મારે છે. તેથી આપણા તે શત્રુ જ ઠરે છે. (તાળીઓ: બેસે છે).

ત્યાર પછી મચ્છરભાઈ ગુણુગુણુ, ચટપટીશંકર માંકણુ, વગેરેનાં ભાષણો થયાં, પણ સ્થળસંકોચને લઈને તે આપ્યાં નથી. છેવટે અધ્યક્ષ બોલવા ઊભાં થયાં. એટલામાં ભેંસો આવી. તેમના પગ નીચે કેટલાંક ચગદાવા લાગ્યાં. તે વખતે જે તે પોતાના પ્રાણ બચાવવા જીવ લઈને નાઠાં તેથી કોઈ પણ જાતનો નિર્ણય થયા સિવાય સભા વિખરાઈ ગઈ.



## અભ્યાસરેખા

(૧) પરિષદ કોણે બોલાવી ? એ બોલાવવાનો શો હેતુ હતો ? પરિષદમાં કોણે કોણે હાજરી આપી ?

(૨) પરિષદ કયે સ્થળે મળી ? પરિષદની જાહેરાત કયાં કયાં સ્થળોમાં કરવામાં આવી ?

(૩) પ્રમુખસ્થાનની દરખાસ્ત પ્રથમ કોને માટે મુકાઈ? કોણે મૂકી? પ્રમુખ થનારની શી લાયકાત બતાવી?

(૪) માખીબાઈએ શો વિરોધ કર્યો? તેમણે શા માટે વિરોધ કર્યો? બીજા કયા પ્રમુખની સૂચના કરી? એ પ્રમુખની લાયકાત શી બતાવી?

(૫) પ્રથમ ભાષણ કોણે કર્યું? શી ફરિયાદ કરી? તેમણે શું માગણી કીધી?

(૬) બીજા વક્તા કોણ હતા? તેમણે શી ફરિયાદ કીધી? તેમણે કોનો વાંક કાઢ્યો?

(૭) વીંછીભાઈએ શું કહ્યું? તેમને ચાંચડભાઈએ શા માટે અટકાવ્યા? તેમણે શી દલીલ કરી?

(૮) સભાએ શો નિર્ણય કર્યો? સભા કેવા સંજોગમાં વિખરાઈ ગઈ?

(૯) નીચેનાં વાક્યોને સંબંધ આપી સમજાવો:

(૧) સુવેઝની નહેર ખોદાતી વખતે તેમણે ઘણો જ કેર કર્યો હતો.
(૨) આ સોના જેવી તક કોઇએ ગુમાવવી ન જોઈએ.
(૩) બીજાના પ્રાણ ઉપર હાથ નાખવો એ કોઈનો અધિકાર નથી.
(૪) એ વેળાએ હું જ હતો એ ઠીક.

(૧૦) દરેક સભ્યનું નામ તેનો ગુણ શી રીતે બતાવે છે?

(૧૧) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં બરાબર વાપરો:

(૧) ત્રાહિ પોકરાવવું (૨) હાથ ધોઈ નાખવા (૩) કેર કરવો
(૪) ધુતકારી કાઢવું (૫) રેબઝેબ થઈ જવું (૬) તોબા પોકારવું

(૧૨) સભા બોલાવવામાં તેમ જ સભાના ચાલુ કાર્યમાં જે જે શબ્દો વપરાતા હોય તે શોધી કાઢી લખો.

卐

# કેમ ગમે?

વિહોણાં — નીત
મશરૂ — આલમ

૧

કોટિ કોટિ બાળ, પ્રભુજી,
ભૂખ્યાં અન્નવિહોણાં ભમે;
ને તમને તો નીત નવાં કૈં,
ભોજન રૂડાં કેમ ગમે?

૩

કોટિ કોટિ બાળ, પ્રભુજી,
નાગાં વસ્ત્રવિહોણાં ભમે;
ને તમને તો નીત નવાં કૈં,
રેશમી વસ્ત્રો કેમ ગમે?

૩

કોટિ કોટિ બાળ, પ્રભુજી,
ગૃહહીણાં ધરતી પે ભમે;
ને તમને ત્યાં મહેલ વિષે,
મશરૂ-આલીચે કેમ ગમે?

૪

દુઃખ તણી જ્યાં વાત કરો ત્યાં,
આપ કને સૌ આવે તહીં;
દુઃખ થકી કોટિ જન મરતા,
તોય ન આવે કોઈ અહીં?

૫

આપ પિતા આખી આલમના,
ને બાળક તારા સૌ અમે;
તોય કહો આ ભેદ જ શાને?
આ સઘળું તે કેમ ગમે?

卐

## અભ્યાસરેખા

(૧) કાવ્યમાં કવિ પાંચ પ્રશ્નો પૂછે છે તે કયા?

(૨) પ્રભુજી કેવું જીવન જીવે છે? પ્રભુજીનાં બાળકો કેવું જીવન જીવે છે? બન્નેની સરખામણી કરો.

(૩) દુઃખી લોકો મરણ પહેલાં પ્રભુ માટે કેવી આશા સેવે છે? એ આશા કેટલે અંશે સફળ થાય છે?

(૪) પ્રભુજી શો 'ભેદ' રાખે છે? કવિ શા માટે એ 'ભેદ' અયોગ્ય ગણે છે?

(૫) ઈશ્વર વિષે કવિના મનમાં કેવા વિચારો આવતા હશે?

(૬) 'ગરીબાઈના દુઃખસુખ'નો તમારો અનુભવ તમારા શબ્દોમાં લખો.

卐

[ ૧૦ ]

# બીડી

ભુંડી આદત નશો ગજા બદબો પેઢાં

બીડી અને તમાકુથી થયેલી નુકસાનીનો આંક બાંધી શકાતો નથી. બીડી પીનાર માણુસની લાગણી એટલી બધી બુઠ્ઠી થઈ જાય છે કે તે કોઈની દરકાર રાખ્યા વિના રજા સિવાય પારકા ઘરમાં બીડી સળગાવે છે. તે કોઈની શરમ રાખતો નથી.

એવી વાત સાબિત થઈ છે કે બીડી–તમાકુ પીનાર માણુસ તે વસ્તુ મેળવવા સારુ બીજા અનેક ગુના કરે છે. બાળકો માબાપોના પૈસા ચોરે છે. જેલમાં કેદીઓ બહુ જોખમ ઉઠાવીને ચોરેલી બીડીઓ સંઘરે છે. બીજા ખોરાક વિના ચલાવે પણુ બીડી વિના ન ચાલે. લડાઈમાં બીડી પીવાની આદતવાળા માણુસો બીડી ન મળે તો દીન બની જાય છે અને કંઈ કામના રહેતા નથી. હવે બૈરાં પણુ બીડી પીવા લાગ્યાં છે.

એક માણુસને પોતાની સ્ત્રીનું ખૂન કરવાનો વિચાર થયો. તેણે છરી કાઢી, ખૂન કરવા તૈયાર થયો, પાપનું ભાન થયું અને પાછો હઠ્યો. પછી બીડી પીવા બેઠો. બીડીના

ધુમાડા તેના મગજમાં પેઠા. તેના ઝેરથી તેની બુદ્ધિ ઘેરાઈ અને છેવટે ખૂન કર્યું. આ સાચી બનેલી વાત છે. બીડી એક જાતનો સૂક્ષ્મ પ્રકારનો નશો છે. કોઈ કોઈ વખત તે દારૂથી પણ ભયંકર પરિણામ નિપજાવે છે.

બીડીનું ખર્ચ કંઈ જેવું તેવું નથી. સૌ બીડી પીનારને તેના ગજા પ્રમાણે તે ખર્ચ ભારે જ પડતું હોય છે. નવાઈની વાત છે કે કેટલાક માણસો બીડીની પાછળ દર માસે પાંચ પાઉન્ડ એટલે ૭૫ રૂપીઆ ખર્ચે છે.

બીડીથી પાચનશક્તિ ઘટે છે. ખોરાકનો સ્વાદ જાય છે. ખાવાનું ફીકું લાગે છે. એટલે તેમાં મસાલા વગેરે નાખવા પડે છે. પીડી પીનારનો શ્વાસ બદબો મારે છે. તેના ધુમાડા હવાને બગાડે છે. કેટલીક વાર મોંમાં ચાંદી પડે છે. પેઢાં અને દાંત પીળા અને કાળા પડી જાય છે. કેટલાકને ક્ષય, ઉધરસ, દમ વગેરે જેવા ભયંકર રોગો થાય છે. દારૂનો નશો ખરાબ છે એવું માનનારો બીડીનો નશો કેમ કરી શકે એ સમજાય નહિ તેવી વાત છે. બીડી દારૂ કરતાં પણ ભયંકર છે.

નીરોગી રહેવા સારુ બીડીને દરેકે જરૂર તજવી જોઈએ. બાળકોએ તો ખાસ સમજવું જોઈએ કે બીડીથી તેઓનાં કુમળાં કલેજાં તથા ફેફસાં ઉપર એકદમ ખરાબ અસર થાય છે.



### અભ્યાસરેખા

(૧) બીડીથી માણુસની બુદ્ધિને શી અસર થાય છે?

(૨) બીડી માણુસને બેશરમ બનાવે છે એ કેવી રીતે?

(૩) બીડી માણસોમાં કયા કયા દુર્ગુણો પેદા કરે છે?

(૪) નીચેની દૃષ્ટિથી બીડી શું શું નુકસાન કરે છે તે જણાવો.

(૧) શારીરિક દૃષ્ટિએ
(૨) પૈસાની દૃષ્ટિએ
(૩) નીતિની દૃષ્ટિએ
(૪) સભ્યતાની દૃષ્ટિએ

(૫) બીડી દારૂ કરતાં પણ શી રીતે ભયંકર કહી શકાય?

(૬) બાળકોએ શા માટે બીડીને અડવું જોઈએ નહિ?

(૭) બીડી પીનાર તમારા કોઈ મિત્રને બીડીના ગેરલાભ એવા સરસ રીતે લખો કે તે તુરત બીડી પીવાની કુટેવ છોડી દે.



# ઘંટીવાળો*

હરિયાળ — સુધીર
શાતા — સુવેણુ

ધારની ઉપર બાંધેલ ધારી ગામ હતું હરિયાળ, (૨)
વહેતી એ ગામને પાદર,
નદી જાણે ઊછળે સાગર—૧

એ રે નદીનાં વહેણો વહેતાં, ઊછળી નીચે જાય,
નીચે એનાં વહેણ એ વહેતી,
ફરે એક ઘંટી જ થી—૨

ઘંટીવાળો નામ હમીરો, ગાયન ગાતો રોજ,
ગાતાં ઘંટી રોજ ચલાવે,
સદા સંતુષ્ટ સ્વભાવે.—૩

વીર, સુધીર, પુષ્ટ શરીરે, આનંદ મંગળ ગાય,
"નથી મ્હારી ઈર્ષ્યા કોને,
"મ્હારે નથી કોઈની જો ને."—૪

---

* અંગ્રેજ કવિ મેકનાં 'Miller of the Dee' કાવ્યનું છૂટથી ભાષાંતર
['શારદા' માસિકમાંથી]

ગામધણી તે પાસથી જ્યારે એક દી ફરવા જાય,
જતાં જતાં સાંભળ્યું તેણે,
હમીરાનું ગાન સુવેણે.—૫

પાસ જઈ ત્યારે પૂછતો રાજા, "બોલ, હમીરા ભાઈ,
"અલ્યા આવો હર્ષ છે શાથી?
"મ્હણાય ન જેહ રાજાથી!"—૬

મૂછમાં હસીને બોલે હમીરો, "પેટની ચિંતા ન કાંઈ,
"નદી મ્હારા અન્નની દાતા,
"મારા ચિત્તમાં શાતા.—૭

"પુત્ર અને સ્ત્રી, મિત્ર અમારાં પ્રેમથી વસતાં આંહિ,
"દેવું નથી પાઈનું મ્હારે,
"સાચું સુખ એ અમારે."—૮

રાય બોલ્યો: "પ્રિય મિત્ર, મને તો તારી ઇર્ષ્યા થાય,
"ન કહેજે આજથી જોને,
"નથી મ્હારી ઈર્ષ્યા કો'ને.—૯

"લોટ ભરેલી પાઘડી તારી, મારા મુગટની તોલ,
"તારી જે આ ઘંટી ચાલે,
"જાણે મારું રાજ્ય તું મ્હાલે.—૧૦

"તારા જેવા તો માનવી વ્હાલા, ભારતના શણગાર,
"તને જોઈ ઉરના ભાવે,
"અભિમાન કોણ ન લાવે!"—૧૧

卐

## અભ્યાસરેખા

(૧) ઘંટીવાળો ક્યાં રહેતો હતો? તેની ઘંટી કઈ જગ્યાએ હતી? એ ઘંટી શાથી ફરતી?

(૨) ઘંટીવાળો આખો દિવસ કેવી રીતે ગાળતો?

(૩) ઘંટીવાળો આનંદી અને સંતોષી લાગતો એનાં શા કારણો શોધી શકો?

(૪) ગામધણી ઘંટીવાળા પાસે શા માટે આવે છે? ઘંટીવાળા તરફ એનું ધ્યાન શી રીતે ખેંચાય છે?

(૫) ગામધણી અને ઘંટીવાળા વચ્ચે શું વાતચીત થાય છે?

(૬) ગામધણી છેવટે ઘંટીવાળાને શું કહે છે? શા માટે એવું કહે છે?

(૭) રાજા ઘંટીવાળાને પોતાની સાથે શી રીતે સરખાવે છે? એ સરખામણી સ્પષ્ટ કરો.

(૮) નીચેના બે વિષયો ઉપર તમારો અનુભવ તમારા શબ્દોમાં લખો:

(૧) 'સાચું સુખ' શેમાં છે?

(૨) સંતોષ સમાન સુખ નથી.

卐

# જનોઈનો અર્થ

ધામધૂમ નિરાંત દ્વિજ સંસ્કાર સંકલ્પ
ઋતુ શૌચ શુદ્ધિ પ્લક્ષડ સીલ્કના સુટ્સ

મુંબઈ, ભાયખલા જેલ,
તા. ૧-૨-૩૨

ચિ૦ વ્હાલા ભાઈ જગદીશ,

આજે મનુકાકા કહી ગયા કે આ ગુરુને પેલે ગુરુવારે તારું જનોઈ દેવાનું છે. હું એ જાણીને બહુ ખુશ થયો. હું હાજર હોત તો વળી વધારે ખુશ થાત. તને વખત છે ને લાગશે કે આજે બાપાજી ને મમી હોત તો કેવું સારું! પણ તેની હરકત નહિ. અમે દેશસેવામાં રોકાયા છીએ. બીજા છોકરાઓના ધામધૂમથી જનોઈ થાય તેના કરતાં તારાં વધારે સારી રીતે થાય છે, કારણકે સાદાઈથી જનોઈ પહેરશે ત્યારે જ જનોઈનો ખરો અર્થ તને સમજાશે. બ્રાહ્મણોને તો સાદાઈ જ શોભે. ધામધૂમ અને ગાનતાન જ્યાં હોય, ત્યાં ખરેખરો બ્રાહ્મણબાલ જનોઈ પહેરી શકે નહિ.

## જનોઈનો અર્થઃ સંસ્કાર

જનોઈને દહાડે મારાથી લાંબો વખત નહિ મળાય માટે આ કાગળ લખું છું. એને નિરાંતે વાંચજે. જરૂર પડશે

તો જીજીમા સમજાવશે, ને કાગળ સંઘરી રાખજે; મોટો થશે તેમ ખબર પડશે. હું તને જનોઈનો અર્થ સમજાવું છું. જ્યારે તે પૂરેપૂરો સમજશે ત્યારે તું ખરેખરો બ્રાહ્મણ થશે. તું જનોઈ પહેરશે ત્યારે તું દ્વિજ એટલે બીજી વાર જન્મ લીધેલો થશે. પણ જનોઈ એ તો એક નિશાની છે, અને એ શાની નિશાની છે એ હમેશાં યાદ રાખજે. અસલમાં આપણા બાપદાદાઓ ઋષિ હતા. એમ કહેવાય છે કે ભૃગુ-ઋષિમાંથી આપણે ઊતરી આવ્યા. પરશુરામ, જે પરમેશ્વરના અવતાર હતા (ને જેની છબી સરલાબ્હેનના રૂમમાં છે) તેના વંશમાં આપણે છીએ. જમદગ્નિ અને શુનઃશેપ જેવા ભાર્ગવોએ વેદના મંત્ર બનાવ્યા છે, ઔર્વ જેવા ભાર્ગવે આર્યોના દુશ્મનોને મારી હઠાવ્યા હતા. આ બધાના વખતથી બ્રાહ્મણો જનોઈ પહેરતા હતા. જ્યારે બ્રાહ્મણનો છોકરો આઠ વર્ષનો થાય ત્યારે તેને જનોઈ દે, ને જનોઈ દે એટલે તેને વેદ ભણવાનો અધિકાર થાય, ને તે ગુરુને ઘેર ભણવા જાય. એટલે બ્રાહ્મણના દીકરા થવાથી બ્રાહ્મણ થવાતું નથી, ને સુતરનો ધાગો ગળે ઘાલવાથી પણ બ્રાહ્મણ થવાતું નથી. જેઠાની જેમ રસોઈ કરવાથી પણ નથી થવાતું. મંદિરમાં જઈ પૂજા કરેથી પણ નથી થવાતું. એ તો બ્રાહ્મણ થવાનો પ્રયત્ન કરે તે તે બ્રાહ્મણ. સત્યકામ, જાબાલી, શુદ્ર હતા તે મોટા ઋષિ થયા. ભગવાન વેદવ્યાસ, જેણે વેદનો ઉદ્ધાર કર્યો અને મહાભારત રચ્યું તે માછણના છોકરા હતા. ગૌતમબુદ્ધ ક્ષત્રિય હતા, આજે અરવિંદ ઘોષ કાયસ્થ છે, ગાંધીજી વાણીઆ છે છતાં એમનાથી સારા બ્રાહ્મણ આખા હિંદુસ્તાનમાં મળવા મુશ્કેલ

છે. ન્યાતથી બ્રાહ્મણ થવાતું નથી; સંસ્કારથી ને કર્મથી બ્રાહ્મણ થવાય છે. હું પોતે ન્યાતમાં માનતો નથી. જનોઈથી છોકરો દેવ થઈ ગયો એ વાત પણ ખોટી. જેમ મેટ્રિક પાસ થાય ને છોકરો કૉલેજમાં જાય તેમ જનોઈ એક પરીક્ષા પાસ કરી તેનું સર્ટિફિકેટ છે. એને સંસ્કૃતમાં દીક્ષા લીધી એમ કહે છે.

## જનોઈનું વ્રત

જનોઈની દીક્ષા લે તેનું પહેલું વ્રત તો એ કે ભણવું ને ભણાવવું. ભણવું તે માત્ર કમાવા માટે નહિ, ભપકો કરવા માટે નહિ, પણ વિદ્યા મેળવી તેમાં વધારો કરવા માટે. સંસ્કૃત ભાષામાં એને સરસ્વતીની પૂજા કહેવાય છે. જીવતાં સુધી વિદ્યા મેળવ્યા જ કરવી. અસલના બ્રાહ્મણો જંગલમાં રહીને વિદ્યા કેમ મેળવતા હતા તેનું ચિત્ર મેં "ભગવાન કૌટિલ્ય"માં નૈમિષારણ્યથી શરૂ થતા પ્રકરણમાં વર્ણવ્યું છે તે વાંચી લેજે. એવા બ્રાહ્મણોએ બધી આપણી અસલી વિદ્યા ભેગી કરી છે. વિશ્વામિત્રે, શુનઃશેપે વેદના મંત્ર રચ્યા; વ્યાસે મહાભારત રચ્યું; કેટલાક બ્રાહ્મણોએ ઈશ્વરનાં દર્શન કર્યાં; વેદાંત લખ્યું; વ્યાકરણ, કવિતા ને નાટક લખ્યાં; શાસ્ત્ર ને પુરાણ લખ્યાં. આજે આપણી પાસે જે બુદ્ધિ અને સંસ્કાર છે તે આ બધા બ્રાહ્મણો આપી ગયા છે. એ પૈસા નહોતા કમાતા, ફળ ખાતા, ઝાડ નીચે પડી રહેતા, જે વિદ્યા હતી તે મોઢે રાખતા પણ આખી જિંદગી સુધી તે સરસ્વતીની પૂજા કરીને વિદ્યા મેળવ્યા જ કરતા. તું જનોઈ પહેરશે એટલે આ બધા બ્રાહ્મણોમાં તું ભળશે, પણ

બરાબર ક્યારે ભળે, કે વિદ્યા પાછળ આખી જિંદગી ગાળવાનું વ્રત લે ત્યારે.

**ત્રણ તાંતણાંના ત્રણ ગુણ:**

બ્રાહ્મણ કેમ થવાય તે સમજાવું? એને માટે જનોઈનો અર્થ સમજાવું. આજકાલ તે કોઈ સમજતું નથી ને મૂર્ખ બ્રાહ્મણો પૈસા કમાવા ખોટા ઢોંગ કરે છે. ટીલાં તાણીને કે મંત્ર ભણીને બ્રાહ્મણ ન થવાય. એને માટે તો જનોઈના ત્રણ તાંતણાંમાં જે ત્રણ ગુણ રહ્યા છે એ તું તારામાં લઈ આવે ત્યારે થવાય. આપણે ધર્મ માનીએ કે નહિ, ને અહીંઆ રહીએ કે વિલાયત જઈએ પણ એ ત્રણ ગુણ વગર કોઈ પણ ઠેકાણે ખરી માણસાઈ આવતી નથી. પહેલો તાંતણો સત્યનો છે. હમેશાં સાચું બોલવું એ ઘણું અઘરું કામ છે. જરાજરામાં જૂઠું બોલી જવાય છે, પણ એવું મન થાય ત્યારે મૂંગા રહેવું, પણ જૂઠું બોલવું નહિ. આનાથી શરૂઆતમાં થોડી મુશ્કેલી પણ નડે. પણ ધીમે ધીમે બધા તારી કિંમત કરશે. સત્યવાક્યને માટે ઘણા મરી ગયા છે. રાજા હરિશ્ચંદ્રની કથા તું જાણે છે. બીજું સત્ય આચરણ એટલે જે ખરું લાગે તેજ પ્રમાણે વર્તવું. મનમાં એક વિચાર હોય અને બીજી રીતનું કામ કરે તેને આપણે ઢોંગી કહીએ છીએ. જ્યારે તું મોટો થશે ત્યારે સમજાશે કે ઘણી વાર મનમાં વિચાર આવે તે પ્રમાણે કરવા માટે મેં કેટકેટલાં જોખમ વેઠ્યાં છે. મને દેશની સેવા કરવાનું મન થયું ને હું ઢોંગી બની બહાર રહ્યો હોત તો હજારો રૂપીઆ મહીને કમાત ને આપણે નેપીઅન સી પર મજા કરતાં હોત.

પણ મારો એ સંકલ્પ છે કે મનમાં વિચાર થાય તેને અમલમાં મૂકવો. હું આજે જેલમાં છું છતાં સુખી છું, કારણ કે હું સત્ય પ્રમાણે વર્ત્યો છું. માટે જે વસ્તુ સત્ય લાગે તે કરવી, જે સત્ય લાગે તેને માટે બધું દુઃખ વેઠવાને તૈયાર રહેવું.

જનોઈનો બીજો તાંતણો ઋતનો છે. ઋત એટલે જે કોઈ દહાડો ફેરવાય નહિ એવો નિયમ. એ સમજતાં વાર લાગશે. પણ ઋતનું મુખ્ય અંગ શૌચ અથવા સ્વચ્છતા છે. શરીર ચોકખું રાખવું, કપડાં ચોકખાં રાખવાં, પોતે રહીએ તે જગ્યા ચોકખી રાખવી. બીજાં ઋતો શાં છે એ તો જેમ મોટો થશે તેમ સમજાશે.

ત્રીજો તાંતણો તપનો છે. તપ વગર ખરો બ્રાહ્મણ થઈ શકતો નથી, ને તપ વગર ખરેખરી શુદ્ધિ નથી. ગાંધીજી સૂકું ને રસ વગરનું ખાય છે, જમીન પર સૂવે છે, તડકા અને ટાઢમાં એક જ પ્રકારનું પહેરે છે. આનું નામ તપ. આજે એમને જોઈએ તો સારા ઘરમાં રહી શકે ને ફક્કડ કપડાં પહેરી શકે. મારી વાત કરે તો હું સીલ્કના સુટ્સ પહેરતો હતો તે ખાદી પહેરું છું. હું ટબમાં ગરમ પાણીએ નહાતો હતો તે ઠંડા પાણીથી ઉઘાડામાં નાહું છું. હું તેલ મરચું કેટલાં વર્ષથી ખાતો નથી, જુગાર રમતો નથી, તેમ કોઈ પણ પાનાં, ચોપટ કે કૈં રમતો નથી. દારૂ પીતો નથી. કોઈ ગાનારીને ઘેર ગાયન સાંભળવા જતો નથી, ઘોડાદોડમાં જતો નથી. આ થોડુંક તપ કહું છું. બીજા ઘણા બારીસ્ટરો આ બધું કરે પણ મેં બધું જાણીજોઈને છોડી દીધું. પણ

અમથી મજા કરવાની છોડી દેવી. કે મજા કરવાનું મન થાય ને તે ન કરીએ તો તપ કર્યું કહેવાય, અને તે ન કરો એટલે મગજની શકિત વધે. કોઈને મારવાનું કે ગાળ દેવાનું મન થાય ને તે મન રોકીએ એટલે તપ. મોટાને માન આપીએ, બ્રહ્મચર્ય પાળીએ એ તપ. કોઇના પર ગુસ્સો આવે છતાં મીઠાશથી વાત કરીએ એ પણ તપ; અને કોઈનું અપમાન કર્યું હોઈ ને તેની માફી માગીએ એ પણ તપ. મન ચોકખું રાખીએ, ગંદી વાતો કરીએ નહિ, ને સારા વિચારો કરીએ, ને સારી વાતો વાંચીએ એ બધું તપ. તપ કરે તે બ્રાહ્મણ. જેમ માણસ તપ કરે તેમ તે વધારે મોટો થઈ શકે ને મોટાં કામ કરી શકે.

એટલે જનોઈના ત્રણ તાંતણા માટે મંત્ર કર્યો ૐ સત્યં ૐ તપઃ અને સત્યં ચ ઋતંચ પરિષિચામી. ૐ સત્ય અને તપઃ સત્ય ને ઋતથી આ જનોઈને છાંટું છું. આ ત્રણ વસ્તુઓ ઘણી મોટી છે. મને પણ ધીમે ધીમે સમજાય છે, અને તું પણ જો ભણશે તો સમજાશે. આ જમાનામાં લોકો જૂની વસ્તુની મશ્કરી કરે છે, અને ખાઈ-પીને મોજ કરવાથી ઇચ્છા રાખે છે, ને આપણા જૂના રીતરિવાજો છોડી દે છે. જે વસ્તુ નકામી થઈ હોય તે છોડી દેવી. પણ આજે ત્રીશ વર્ષ થયાં નવું ને જૂનું બંને મેં બહુ જોયું છે. અને સત્ય, ઋત ને તપ જેવી સરસ વસ્તુ બીજી નથી. તેમજ બ્રાહ્મણ – ખરા બ્રાહ્મણ – થવામાં જે મજા છે ને મોટાઈ છે તેવી કશામાં નથી. માટે આ બધું કરવાની ઇચ્છા હોય તો જનોઈ પહેરજે.

બાપાજીના અનેક સ્નેહભર્યા આશીર્વાદ.

## અભ્યાસરેખા

(૧) આ પત્ર કોણ લખે છે? કોને લખે છે? કયા પ્રસંગે લખે છે? આ પત્ર શા માટે લખવો પડ્યો હશે?

(૨) શ્રી. કનૈયાલાલ મુનશી આ પત્રમાં પોતાના પુત્રને સાદાઈથી જનોઈ પહેરવા શા માટે સમજાવે છે? પોતાની ગેરહાજરીનું શું કારણ આપે છે?

(૩) શ્રી. કનૈયાલાલ કયા વંશના છે? એમના પૂર્વજોએ શા ગ્રંથો બનાવ્યા હતા?

(૪) બ્રાહ્મણના છોકરાને ક્યારે જનોઈ દેવામાં આવે છે? જનોઈ દીક્ષા પછી તેને શો અધિકાર પ્રાપ્ત થાય છે?

(૫) જનોઈના ત્રણ તાંતણાના કયા કયા જુદા અર્થ શ્રી. કનૈયાલાલ બતાવે છે? દરેક તાંતણો કેવાં કર્મ કરવા સૂચવે છે એ બરોબર જણાવો.

(૬) સત્ય અને તપ આચરનારમાં કોના દાખલા રા. મુનશી આપે છે? તેઓને શા સંકટ વેઠવાં પડયાં?

(૭) રા. મુનશીના મત પ્રમાણે ખરા બ્રાહ્મણ શી રીતે થવાય છે? તેમના વિચાર દર્શાવતાં વાકયો શોધી કાઢો.

(૮) રા. કનૈયાલાલ જગદીશને કયાં કયાં વ્રતો લેવા સૂચવે છે? એ બધાં વ્રતો એક પછી એક લખો. એવાં વ્રતો ન બની શકે તો જગદીશને શી શિખામણ આપે છે?

(૯) આ જમાનામાં જનોઈ શી રીતે દેવાય છે? કઈ કઈ જ્ઞાતિ જનોઈ દે છે? સામાન્ય રીતે જનોઈનો અર્થ આપણે કેવો કરીએ છીએ?

卐

# ‘મારે ઘેર આવજો માવા’

માવા　　કોદરી　　સૈડકા　　ભૂધરજી　　સંસેક
કાંગ　　કૂર　　ભૈડકું　　ભૈડ

મારે ઘેર આવજો માવા મઠો ને કોદરી ખાવા.—મારે૦

કઢીમાં તો કર બોળીને સૈડકા સૈડાસૈડ;
મુખડું મીઠું થાય રે મોહન, પ્રીતે પાપડ કૈડ.—મારે૦

આંબલીની તો કઢી કરી છે, મહીં મઠાની દાળ;
છાંટો નાખું શામળા રે, તું તો ભાણા સામું ભાળ.—મારે૦

ભાવના ભૂખ્યા છો ભૂધરજી, ગુણ મને લાધ્યા;
સંસેક પેલા સુદામાના તાંદુલ તમે ખાધા.—મારે૦

કાંગ માટે કાનજી તમે વિપ્રને કીધો રાજી;
કરમાબાઈનો કૂર ખાધો, ખાધી વિદુરની ભાજી.—મારે૦

શરમાઓ તો શામળા તમને મારા સમ;
એકાન્તે આવો એકલા, કોઈ બીજું નથી અન્ય.—મારે૦

ભૈડકાનો ભાવ થયો છે, ભૈડકું ઝીણું ભૈડ;
બોળી છાશમાં માવજી રે, તું કાચું કેળું કૈડ.—મારે૦

પાંચ કણીની પૂરી કીધી, પાશેર મેલ્યું દૂધ;
ના ના ના સ્વામી જમી, કરીને કરજો કૂદાકૂદ.—મારે૦

卐

## અભ્યાસરેખા

(૧) કવિ ‘માવા’ ને શા માટે આમંત્રે છે? શરમાવા જેવું નથી એમ શા ઉપરથી કવિ કહે છે?

(૨) કવિ ઈશ્વરને શી વસ્તુઓ જમાડે છે?

(૩) ઈશ્વર ‘ભાવના ભૂખ્યા’ છે એમ કયાં દૃષ્ટાંતો આપી સાબિત કરે છે? એ દૃષ્ટાંતો સવિસ્તર વર્ણવો.

(૪) છાંટો નાખતી વખતે ‘માવા’ને ભાણા સામું જોવા માટે કવિ કેમ કહે છે?

(૫) કવિ ઈશ્વરનાં કયાં કયાં નામો કાવ્યમાં વાપરે છે? એ નામો શા કારણે પડ્યાં હશે?

(૬) પ્રભુ ‘ભાવના ભૂખ્યા’ છે એવાં બીજાં દૃષ્ટાંતો તમે જાણતા હો તો તમારા શબ્દોમાં લખો.

卐

# જીવન પાથેય

| વિચારશૃંખલા | મૂડી | પ્રતિષ્ઠા | આલેશાન |
|---|---|---|---|
| પ્રોમિસરી નોટ | શકયાશકયતા | હીનતા | અન્નદાતા |

મારા પાંચ ભાઈઓમાંથી એક જ બી. એ. સુધી પહોંચી શકયો. બાકીના બધા વચમાં જ ક્યાંક ક્યાંક અટકી ગયા. અંગ્રેજી કેળવણી પાછળ ભારે ખર્ચ કર્યા છતાં પોતાની ઉમેદ બર ન આવી એમ જોઈ પિતાશ્રી ખૂબ નિરાશ થયા હતા. એમણે પહેલેથી જ નક્કી કરેલું કે દત્તુને તો કૉલેજમાં નથી જ મોકલવો. હું મનમાં ચીડાતોઃ વાંક બીજાનો અને સજા મને થાય છે! પણ મેં કશું કહ્યું નહિ. જ્યારે પહેલે જ વર્ષે હું મેટ્રિક પાસ થયો ત્યારે મારી કંઈક શાખ જામી. તે જ વરસે શાળાની આબરૂ જાળવવા અમે મેટ્રિકના ત્રણ વિદ્યાર્થીઓ યૂનિવર્સિટી સ્કૂલ ફાયનલ માટે પણ બેઠા હતા. એ પરીક્ષાનું પણ એ છેલ્લું વર્ષ હતું. એમાં પણ હું પાસ થયો, એટલું જ નહિ પણ મારો નંબર ઠીક ઠીક ઊંચો આવ્યો. આ બે પરીક્ષાને જોરે મેં કૉલેજમાં જવાની માગણી કરી છતાં પિતાશ્રી એકના બે ન થયા. આખરે મેં એમને કહ્યું: “તમે જાણો છો કે મારું અંગ્રેજી અને ગણિત બંને સારાં છે. મને એંજિનિયરિંગ લાઈનમાં જવા દો. પ્રિવિયસની પરીક્ષા પાસ થયા વગર એંજિનિયરિંગ કૉલેજમાં જવાય જ નહિ,

એટલે એક જ વરસ હું આર્ટ્સ કૉલેજમાં જઈશ." મારી આ દલીલથી પિતાશ્રી પીગળ્યા અને એમણે મને કૉલેજમાં જવાની રજા આપી. બી. એ., એલ એલ. બી. છોડી એલ. સી. ઈ. પસંદ કરવા પાછળ મારી જે વિચારશૃંખલા હતી તેનું સ્મરણ કરતાં પણ મને શરમ ઊપજે છે. મેં મનમાં વિચાર કરેલો કે આપણી પાસે કંઈ એવી મૂડી નથી કે આપણે વેપાર કરી પૈસાદાર થઈ શકીએ. અને વેપારમાં પ્રતિષ્ઠા ક્યાં છે? નોકરી કરતાં પગાર કેટલો મળવાનો હતો? લોકો પૈસાદાર થાય છે તે લાંચ લઈને જ. બી. એ., એલ એલ. બી. થઈશું તો મામલતદાર કે મુનસફ થવાશે. એ લાઈનમાં લાંચ ખૂબ મળે છે, પણ તેને માટે પ્રજાને કનડવી પડે છે અને અન્યાય કરવો પડે છે. એ તો આપણને ગમે નહિ. એના કરતાં એલ. સી. ઈ. થઈશું અને પહેલા ત્રણ નંબરની અંદર આવીશું તો જોતજોતામાં એંજિનિયર થઈ શકીશું. મોટાં મોટાં આલેશાન મકાનો બાંધવા, જંગલમાંથી રસ્તા કાઢવા, પૂલો બાંધવા, એ મજા તો આખો જન્મારો મળશે. ઘોડા પર બેસી સવારથી સાંજ સુધી ફરવાનો લ્હાવો લેવાશે અને કોંટ્રાકટર લોકો પાસેથી લાંચ લઈશું તો તેમાં સરકાર છેતરાશે. પ્રજાને કનડવાનું એમાં નહિ હોય. અધર્મમાં પણ ધર્મબુદ્ધિ હું સાચવું છું એ ખ્યાલથી જ હું મગરૂર રહેતો. આ વિચારો અનેક વાર મનમાં આવતા, પણ કોઈની આગળ બોલવાની મારી હિંમત ન હતી.

જે દિવસે હું કૉલેજમાં દાખલ થવા જવાનો હતો, તે જ દિવસે પિતાશ્રી સાંગલી રાજ્યના ટ્રેઝરિ ઑફિસર તરીકે ત્રણેક લાખ રૂપિયા પૂને લઈ જવાના હતા. પૂનેથી

રાજ્ય માટે પ્રોમિસરી નોટો ખરીદવાની હતી. સાંગલી સ્ટેશન પર અમે ભેગા થયા. પિતાશ્રી પૂને શા માટે જાય છે તેનું કારણ મેં જાણ્યું. મેં પિતાશ્રીને કહ્યું: "નોટોના ભાવ રોજ બદલાય છે. આપણે કંઈક મહેનત કરીશું તો જાહેર ભાવો કરતાં કંઈક સસ્તે ભાવે નોટો ખરીદી શકીશું. રાજ્યને તો જાહેર ભાવ જ બતાવીશું. અને વચમાં જે નફો મળશે તે આપણે લઈશું. કોઈને ખબર નહિ પડે ને સહેજે ભારે નફો થશે.

પિતાશ્રીએ મારી વાત શાંતિથી સાંભળી એમ મને લાગ્યું. મેં મારી વાતથી એમને કેટલો આઘાત પહોંચાડ્યો હતો એની એ ક્ષણે મને કલ્પના સરખી ન આવી. મેં માન્યું કે મારી સૂચનાની શક્યાશક્યતાનો પિતાશ્રી વિચાર કરે છે.

થોડી વાર પછી પિતાશ્રીએ ગળગળા થઈને કહ્યું: "દત્તુ, મેં માન્યું નહોતું કે તારામાં આવી હીનતા હશે. તારી વાતનો અર્થ એ જ છે ને કે મારે મારા અન્નદાતાને છેતરવા ? તારી કેળવણી પર ધૂળ છે. આપણા કુલદેવતાએ આપણને જે રોટલો આપ્યો છે તેટલાથી જ સંતોષ માનવો. લક્ષ્મી તો આજે છે ને કાલે નથી. આબરૂથી રહેવું એ જ મોટી વાત છે. મરીને ઈશ્વર આગળ ઊભો થઈશ ત્યારે શો જવાબ આપીશ ? તું કૉલેજમાં જાય છે ત્યાં ભણીને તું એવું જ કરવાનો ને ? એના કરતાં અહીંથી જ પાછો જાય એ શું ખોટું ?"

હું સડક જ થઈ ગયો ! ગાડીમાં આખી રાત મને ઊંઘ ન આવી; અને સવારે પૂના પહોંચ્યા તે પહેલાં મન

સાથે નિશ્ચય કર્યો કે હરામના ધનનો લોભ કોઈ કાળે નહિ કરું. પિતાશ્રીનું નામ નહિ લજવું. એ નિશ્ચય સાથે જ પિતાશ્રીને શહેરમાં છોડી હું કૉલેજ તરફ ગયો. મને કૉલેજની મારી સાચી કેળવણી સાંગલી અને પૂના વચ્ચે ટ્રેનમાં જ મળી ચૂકી.



## અભ્યાસરેખા

(૧) કાલેલકરના પિતા ક્યાં નોકર હતા? શું કામ કરતા?

(૨) કાલેલકરને ભણાવવાનો વિચાર એમના પિતાએ શા માટે છોડી દીધો હતો? પાછળથી દત્તુએ પિતાને શી રીતે મનાવ્યા? એમના પિતા કયાં કારણોને લઈ કબૂલ થયા?

(૩) દત્તુએ એલ. સી. ઈ.ની લાઈન શા માટે પસંદ કરી હશે? એલ એલ. બી. ની લાઈન શા માટે તેને ગમી નહિ?

(૪) પૈસા મેળવવા સંબંધી દત્તુના કેવા વિચારો હતા?

(૫) દત્તુએ પિતાને શી સલાહ આપી? એ સલાહની પિતા ઉપર શી અસર થઈ હશે?

(૬) પિતાએ દત્તુને શો જવાબ આપ્યો? એથી દત્તુના વિચારોમાં શો ફેરફાર થયો?

(૭) દત્તુને કૉલેજની સાચી કેળવણી ક્યાં મળી? કેવા સંજોગોમાં મળી? એ 'સાચી કેળવણી' તે કઈ કહી શકાય?

(૮) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરી અર્થ સમજાવો:

(૧) ઉમેદ બર આવવી

(૨) શાખ જામવી

(૩) ઠીક ઠીક ઊંચે આવવું

(૪) એકના બે ન થવું
(૫) દલીલથી પીગળવું
(૬) આઘાત પહોંચવો
(૭) ગળગળા થઈ જવું

(૯) આગળ–પાછળનો સંબંધ બતાવી અર્થ સમજાવો:

(૧) લોકો પૈસાદાર થાય છે તે લાંચ લઈને જ.
(૨) અધર્મમાં પણ ધર્મબુદ્ધિ હું સાચવું છું એ ખ્યાલથી જ હું મગરૂર હતો.
(૩) લક્ષ્મી તો આજે છે ને કાલે નથી.

(૧૦) નીચેના વિષયો ઉપર નિબંધ લખો:

(૧) આબરૂ અને લક્ષ્મીને વેર છે.
(૨) સાચી કેળવણી કેવી હોવી જોઈએ?



[ ૧૫ ]

# મોહપાશ

| શિશુદગે | મોહપાશ | પરિભવ | વિકળ | કરુણા |
|---|---|---|---|---|
| પતિત | કલરવ | સાક્ષાત્ | અંક | વીથી |

હું શું જાણું શિશુદગે આવડો મોહપાશ ?
યન્ત્રે થાતાં ટન ટન દશના એક દા'ડો ટકોરા,
ટોપી હાથે, છતરી બગલમાં, કોટને ખાંધ માથે
મૂકીને હું ધમધમ કરતો આવીઓ રાજમાર્ગે;
પ્હોંચું ત્યાં તો ફટફટ કરતી દોડી ગૈ ટ્રામ મારી,
ક્રોધે થાતાં અરુણ નયનથી શાપતો ભાવિને હું;
વ્હીલે મોઢે, પરિભવ સુજનો કલ્પકો શિષ્ય-સાક્ષ્યે,
રસ્તા વચ્ચે વિકળ થઈ ઊભો ટ્રામની વાટ જોતો.
"કાંઈ દેને, પ્રભુ તુજ કરસે, ભાઈ! સારું જરૂર,"
એવા શબ્દે જગવતું કરુણા, પાસમાં કોઈ યાચે,
"આગે જાઓ, પતિત તમ સમા માટ આંહી ન આશ."
"નૈં જાયે જા," મધુર કલરવો, માત નિઃશ્વાસ ભેગા,
કાનો વાટે સરી જઈ; પડિયા અંતરોના ઊંડાણે.
પાછું વાળી નજર હું કરું તો અંકમાં બાળ દીઠો,
સાક્ષાત્ જાણે દિવસ દશ પરે રેતીમાં જે સુવાડ્યો,
એને જોતાં ધરમ કરમ સહુ ભૂલીને ટ્રામ જાતી,
વીથી વચ્ચે સ્મરણમય થઈ ભાનને ભૂલી ઊભો.

卐

## અભ્યાસરેખા

(૧) કવિ ક્યાં જવા નીકળ્યા? કયા સમયે નીકળ્યા? કેવી સ્થિતિમાં નીકળ્યા?

(૨) રાજમાર્ગ ઉપર કવિ શા માટે ક્રોધે ભરાયા? એથી કવિએ કેવી લાગણી અનુભવી? એમના મનમાં શા વિચારો આવ્યા હશે?

(૩) કવિને કોણે યાચના કરી? શું યાચના કરી?

(૪) કવિએ શું જવાબ આપ્યો? એવા જવાબનું શું કારણ તમે ધારી શકો?

(૫) કવિના એવા જવાબનું શું પરિણામ આવ્યું?

(૬) કવિએ પાછું વળીને શા માટે જોયું? શું જોયું? પાછું જોવાથી કવિના મનમાં કોનો ખ્યાલ આવ્યો?

(૭) પાછું વળીને જોવાથી કવિના હૃદયમાં કેવી લાગણીઓ થઈ હશે? એનું પરિણામ શું થયું?

(૮) 'નૈં જાયે જા' આ શબ્દો શા માટે ઉચ્ચાર્યા હશે? શું એ જવાબ વ્યાજબી હતો?

(૯) નીચેના ત્રણ શબ્દો કવિએ શા હેતુથી વાપર્યા છે? એ શબ્દો શું સૂચવે છે? આપણે એને શું નામ આપીએ છીએ?

(૧) ટનટન

(૨) ધમધમ

(૩) ફટ ફટ

(૧૦) આ કવિતામાંથી આપણે કવિના ત્રણ જુદી જુદી લાગણી બતાવતાં ચિત્રો દોરી શકીએ. એ ચિત્રો દોરવામાં મદદ કરે એવી લીટીઓ ટાંકો.

(૧૧) આ કવિતામાં વર્ણવેલો એવો જ કોઈ બીજો પ્રસંગ તમે જોયો હોય તો તે તમારા શબ્દોમાં લખો.

卐

[ ૧૬ ]

# વીર ભામાશાહ

## ભાગ ૧ લો

| | | | |
|---|---|---|---|
| સાહસિક | કળાબાજ | તારણહાર | પ્રતિજ્ઞા |
| ત્યાગ | બાસ્તા | સંહાર | કારમી |
| અજબ | ઉપાધિ | અભિલાષા | દોડધામ |
| વૈશ્ય | ઈલકાબ | ભાગ્યવિધાયક | |

મેવાડ દેશ બહુ રળિયામણો. રાણો પ્રતાપ ત્યાં ાજ કરે. તે જબરો ટેકવાળો. ખોટું વચન બોલે નહિ ને ોલ્યું ફોક કરે નહિ. સાધુ જેવો સરળ ને સિંહ જેવો પ્રાહસિક. ગરીબોનો બેલી ને દુખિયાનો તારણહાર. જાણે રામનો અવતાર.

તેને એક મંત્રી. તેમનું નામ ભામાશાહ. ઉંમરે ાહોંચેલ. ધોળી બાસ્તા જેવી મૂછો ને દૂધ જેવી દાઢી. ોતાં જ માથું નમી પડે. તેજદાર તેમનું કપાળ ને ચમકતી ામની આંખો. વૃદ્ધ છતાં જુવાન જેવા. બુદ્ધિમાં કોઈ પહોંચે ાહિ ને શક્તિમાં કોઈ જીતે નહિ.

રાજ્યમાં શી વાત તે ભામાશાહ! ન્યાય જોઈતો હોય ા ચાલો ભામાશાહ પાસે. સલાહ જોઈતી હોય તો ચાલો ામાશાહ પાસે. સૌ તેમનું માન રાખે ને તેમનું કહ્યું કરે.

રાણો પ્રતાપ તેમને પૂછી પૂછીને પગલું ભરે. તેમની શક્તિમાં સૌને વિશ્વાસ. રાજકાજમાં કે ઘરની બાબતમાં ભામાશાહ કહે તે થાય. સાચી એમની સલાહ ને સાચા એમના બોલ. આવા પુરુષને કોણ ના પૂછે?

પ્રતાપને દિલ્હીના બાદશાહ અકબર સાથે વેર ચાલે. અકબર બહુ કળાબાજ, બહુ બળવાન. મોટા રાજાઓને તેણે જીત્યા, પણ પ્રતાપ તાબે ન થાય. અકબરના મનમાં એમ કે પ્રતાપને જીતું તો જ હું ખરો, પણ પ્રતાપ હાથમાં ન આવે.

મેવાડમાં ચિતોડગઢનો કિલ્લો બહુ પ્રખ્યાત. જગમાં એની જોડ ના મળે. પ્રતાપસિંહના પિતા પાસેથી અકબરે આ કિલ્લો જીતી લીધેલો. પ્રતાપ કહેઃ "મારે કિલ્લો પાછો લેવો.

"ન લેવાય ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળું, ઘાસની શૈય્યામાં સૂઈ રહું, દાઢી ઓડાવું નહિ ને પાંદડાંમાં ભોજન કરું." કેવી આકરી પ્રતિજ્ઞા!

ભામાશાહ કહેઃ "દેવ જેવો આપણો રાજા તે સૂઈ રહે ઘાસમાં તો આપણાથી પથારીમાં કેમ સૂવાય? તે જમે પતરાળામાં તો આપણાથી થાળીમાં કેમ જમાય? રાજા કરે તે આપણે કરવું."

રાજાના કુટુંબીઓ કહેઃ "ભામાશાહ સાચું કહે છે; તેમની સલાહ પ્રમાણે ચાલો." બધા તે પ્રમાણે વર્તવા લાગ્યા.

અકબર પ્રતાપસિંહને હરાવવાનો લાગ શોધ્યા કરે. તેણે મોકલ્યું મોટું લશ્કર. કેટકેટલા હાથી ને કેટકેટલા ઊંટ. ઘોડેસ્વાર ને પાયદળનો તો પાર નહિ. પોતાના પુત્ર સલીમને બનાવ્યો સેનાપતિ ને રાજા માનસિંહને મોકલ્યા સાથે.

ભામાશાહને ખબર પડી કે શત્રુનું લશ્કર આવે છે. તરત બેઠા ઘોડે ને ગયા પ્રતાપ પાસે. નમન કરીને કહ્યું: "રાણાજી, ઊભા થાઓ. શત્રુઓ આવે છે. લશ્કર લાવે છે. આપણે થાવ તૈયાર. હાથમાં લો હથિયાર. શત્રુનો કરો સંહાર."

પ્રતાપ કહે: "ભામાશાહ, તમે જાવ. લશ્કર કરો ભેગું. ગામમાં પીટાવો દાંડી કે દેશની જેને દાઝ હોય, જે સાચા મરદ હોય, તે બધા આવો રાજ્યમહેલના ચોગાનમાં."

ભામાશાહે ઘોડો મારી મૂક્યો. ધગડ, ધગડ, ધગડ. લોકો તો જોઈને છક્ક થઈ જાય. આ તે ઘરડા કે જુવાન? ભામાશાહને જુવે ને બધાને શૂર ચઢે.

ભામાશાહ ચાલ્યા આગળ. સરદારોને મળ્યા ને પટાવતોને મળ્યા. બધા થયા ભેગા રાજમહેલ પાસે. બાવીશ હજાર માણસ લઢવા તૈયાર થયા.

ઘોડા પર બેસી મહારાણા આવ્યા. શરીરે લોઢાનું બખ્તર ને હાથમાં મોટો ભાલો. કેડે લટકે બે તલવારો ને પેટમાં જમૈયો ને કટાર. શું તે વખતનો દેખાવ! કાયરને પણ પાણી ચઢે.

ડંકો દેવાયો ને લશ્કર ઊપડ્યું. બે લશ્કરો થયાં ભેગાં હલદીઘાટના રણક્ષેત્રમાં. યુદ્ધ શરૂ થયું. માણસોની ચીચિયારી

ને હથીયારોના ખડખડાટ. લોહીની તો નદીઓ વહે. મુડદાંના થયા ડુંગર. શું ભયંકર! જોઈને જ કાળજાં ફાટી જાય.

ભામાશાહે તો તલવાર ફેરવવા માંડી. જાણે ચમકતી વિજળી! ટપ ટપ શત્રુઓ પડવા લાગ્યા. શું એમની શક્તિ! ભામાશાહ કહે: "મારો એ દુષ્ટોને. ભુલાવી દો એમની ખો. પારકાના રાજ્ય તરફ કદી નજર ન કરે."

પ્રતાપ હારશે એમ લાગ્યું. ભામાશાહ કહે: "મહારાજ, આપ અહીંથી જતા રહો, જીવતા હઈશું તો ફરી લઢાશે, અત્યારે તો ભાગી જાવ."

પ્રતાપ કહે, "એ ના બને. ક્ષત્રિય પાછો ના પડે. હું તો અહીં મરીશ." એટલામાં આવ્યા બીજા સરદારો. પ્રતાપને સમજાવીને દૂર કાઢ્યા; ભરાયા કોમલમેરના કિલ્લામાં. શત્રુઓ પડ્યા પાછળ અને કૂવામાં નાખ્યું ઝેર. કેટલી દુષ્ટતા!

ગામમાં હાહાકાર થઈ ગયો. બાળક રૂવે ને સ્ત્રીઓ રૂવે. ગળા શોષાય ને જીવ જાય. શું કરવું તે ન સૂઝે. બધા વિના ચાલે પણ પાણી વીના કાંઈ ચાલે?

ભામાશાહ કહે: "મહારાજ અહીંથી ચાલો બીજે. કિલ્લાનો કરો ત્યાગ. જીવન ટકાવવું મુશ્કેલ છે. આપણે જતાં, પ્રજાને શત્રુઓ બહુ નહિ પીડે."

પ્રતાપ કહે: "ભામાશાહ, મારી બુદ્ધિ તો બ્હેર મારી ગઈ છે. તમને ઠીક લાગે તો બીજે જઈએ."

卐

## અભ્યાસરેખા

(૧) ભામાશાહ જ્ઞાતિએ કોણ હતા? ક્યાં રહેતા હતા? એમનો દેખાવ કેવો હતો?

(૨) લોકો એમની પાસે શા માટે આવતા? પ્રતાપ રાણા એમને પૂછ્યા વિના શા માટે કંઈ કરતા નહિ?

(૩) પ્રતાપનો દુશ્મન કોણ હતો? પ્રતાપને શા સંકટો વેઠવાં પડ્યાં? પ્રતાપને શેની પ્રતિજ્ઞા હતી?

(૪) નીચેનાં વાક્યો આગળ-પાછળનો સંબંધ બતાવી સમજાવો:

(૧) જગમાં એની જોડ ના મળે.

(૨) મારો એ દુષ્ટોને, ભૂલાવી દો એમની ખો.

(૩) મારી બુદ્ધિ તો બહેર મારી ગઈ છે.

(૫) નીચેના શબ્દપ્રયોગોનો વાક્યમાં બરાબર ઉપયોગ કરો.

(૧) દાંડી પીટાવવી

(૨) જોઈને છક થવું

(૩) કાળજાં ફાટી જવાં

卐

[ ૧૭ ]

# વીર ભામાશાહ

## ભાગ ૨ જો

મહારાણા, મહારાણી ને બાળકો, થોડા સૈનિકો ને ઘરડા ભામાશાહ એટલાં નીકળ્યાં. ગામ છોડ્યું ને ચાલ્યા આગળ. જાણે પાંડવો વનમાં જાય છે. આખા ગામમાં શોક છવાઈ ગયો.

જતાં જતાં આવ્યા ચપ્પન પ્રદેશમાં. શું તેની શોભા? આજુબાજુ આરાવલ્લી પર્વતની હારો. મોટાં મોટાં ઝાડ ને લીલું છમ ઘાસ. જોતાં જ આંખ ઠરી જાય.

ત્યાં પણ શત્રુઓ પડ્યા પાછળ. ફરી થયું યુદ્ધ. કોઈનો હાથ ભાંગ્યો ને કોઈનો પગ ભાંગ્યો. કેટલાં માથાં રખડે ને કેટલાં ધડ અથડાઈ કારમી ચીસો સંભળાઈને દયા આવે.

પ્રતાપ ને ભામાશાહ તો મરણનો ભય મૂકીને લઢે. બંને હાથમાં બેધારી તલવારો. જે તેની ઝપટમાં આવ્યો તેનાં સોએ વરસ પૂરાં. એટલામાં શત્રુ પક્ષનો સરદાર કરવા જાય છે પાછળથી ઘા બરાબર પ્રતાપના માથા ઉપર. ભામાશાહે દૂરથી આ જોયું ને દોડ્યા. ઘા ઝીલ્યો પોતાની તલવાર ઉપર અને પ્રતાપ બચ્યો. શત્રુઓ ભાગી ગયા.

પ્રતાપ કહે: “ભામાશાહ, ધન્ય છે તમને! તમે જ મને આજે જીવાડ્યો. તમે જ મને જીતાડ્યો. આજનો યશ બધો તમને જ છે.”

ભામાશાહ કહેઃ "નહિ મહારાણા, મેં તો માત્ર ફરજ બજાવી છે. યશ તો આપની શૂરવીરતાને જ."

પ્રતાપ જીત્યો તો ખરો પણ પાસે ન રહી ફૂટી બદામ કે ન રહ્યો એક સૈનિક. બધા ગયા જંગલમાં.

જંગલમાં તો ગયા પણ ત્યાં ન મળે અનાજ કે રાંધેલાં ભોજન. સેવકો ફળ–ફૂલ લાવે ને બધા ખાય. ઝરણાંનું મીઠું પાણી પીએ ને ખુલ્લા આકાશ નીચે સૂઈ રહે. ઉપર આભ ને નીચે ધરતી!

કુદરત પણ કેવી! એક વખતના રાજા અને એક વખતના મહામંત્રીઃ તેમને ન મળે ખાવાનું કે ન મળે કપડાં. રહેવાને ઘર નહિ ને સૂવાને શય્યા નહિ. રાયના રંક બને તે આનું જ નામ!

ઘણી વખત તો ખાવા બેસે ને સમાચાર મળેઃ 'આ શત્રુ આવ્યા, આ આવ્યા.' અર્ધું ખાધું ન ખાધું ને ન્હાસે. વૃદ્ધ ભામાશાહ દિલાસો આપે કે 'સૌ સારાં વાનાં થશે.'

જ્યાં જ્યાં પ્રતાપ જાય ત્યાં ભામાશાહ તો હોય જ. તેમનો નિશ્ચય હતો કે જ્યાં મારો રાજા ત્યાં હું. જેવી તેની દશા તેવી મારી દશા. કેવી અજબ સ્વામિભક્તિ!

ગાઢું જંગલ છે. ત્યાં મોટા ડુંગરા. જાણે વાદળ સાથે વાતો કરે છે. ઊંડી ઊંડી ખાઈઓ જોતાં જ ચકરી આવે. સિંહ અને વાઘની ગર્જનાઓ સાંભળીને કાળજાં કંપી ઊઠે.

બપોર થયાં છે. સૂરજદેવ તપે છે. પ્રતાપ અને ભામાશાહ એક ઝાડ નીચે બેઠા છે. ધીમે ધીમે વાતો કરે છે. પ્રતાપ

કહે: "ભામાશાહ, જંગલનું આ કેવું મધુરું જીવન! નહિ ઉપાધિ, નહિ ચિન્તા. શાન્તિ ને સંતોષ. કુદરત સાથે ખેલવું, ડુંગરામાં ફરવું, નદીનાં નિર્મળ જળમાં નહાવું, ફળફૂલ ખાવાં ને પ્રભુનું ભજન કરવું. કેટલું સુંદર! કેવી મઝા! મને તો એમ જ થાય છે કે અહિંયા જ રહેવું ને જીવન પૂરું કરવું. રાજ્યની ખટપટો, કપટકળા, યુદ્ધો, આમાંનું અહીં કશું જ નહિ. કેવું રમણીય જીવન!"

ભામાશાહે કહ્યું: "સાચી વાત છે, રાણાજી! આપ તો સંત જેવા છો એટલે રાજ્યવૈભવની તમને પડી નથી. આપ આવા વિચારો કરી અહિંયા પડી રહો તો બિચારા મેવાડને સ્વતંત્ર કોણ કરશે?"

આમ વાતચીત ચાલે છે એટલામાં એક સેવક ખબર લાવ્યો કે શત્રુઓ આવે છે.

પ્રતાપ કહે: "ક્યાં શાન્તિમાં જીવન ગાળવાની અભિલાષા ને ક્યાં આ દોડધામ? હવે કરવું શું? લશ્કર હોય તો યુદ્ધ કરીએ, પૈસા હોય તો સૈનિકો ઊભા કરિયે. પણ કશું જ ન મળે. ભામાશાહ, તમે દેશમાં ચાલ્યા જાવ, તમે મારી ખૂબ સેવા કરી છે. હું તમારો આભાર માનું છું. હવે મેવાડ સ્વતંત્ર થઈ શકશે એમ મને આશા નથી. સિંધના રણની પેલે પાર ચાલ્યો જઈશ. માતૃભૂમિ, તને છેલ્લા પ્રણામ. હવે ગુપ્તપણે રહી જીવન પૂરું કરીશ."

ભામાશાહની આંખોમાં આંસુ આવ્યાં. તેને આ દશા માટે ખૂબ લાગી આવ્યું. થોડી વારે તે બોલ્યા: "મહારાણા,

મેવાડ ત્યાગી ન જવાય. દેશને આપણે સ્વતંત્ર કરવો છે. ભીરુ થઈને ભાગી ન જવાય."

પ્રતાપે કહ્યું: "ભામાશાહ, જીત થવાની નથી. હાથમાં તાકાત નથી. જવું એ જ ઠીક છે."

"એવું ન બને, મહારાજ," ભામાશાહે કહેવા માંડયું: "જુઓ, મારા પૂર્વજોએ પુષ્કળ ધન એકઠું કર્યું છે. આપના ચરણમાં તે ધરું છું. પચીસ હજારના સૈન્યને બાર વર્ષ ચાલશે. મારા પૈસા તે આપના જ છે. સૈન્ય ભેગું કરો ને દેશને સ્વતંત્ર કરો."

પ્રતાપ કહે: "પ્રજાનું ધન મારાથી ન લેવાય. રાજા તો આપે, લે નહિ."

ભામાશાહ બોલ્યા: "મહારાજ, મારા દેશને ખાતર હું મરવા પણ તૈયર છું, તો ધનની શી વિસાત? આવે વખતે કામ ન આવે તો એ ધન શા કામનું? આપને નહિ પણ મારી પ્રિય જન્મભૂમિને હું તે આપું છું."

પ્રતાપસિંહે કહ્યું: "ભામાશાહ, તમારી ઉદારતા અને સ્વદેશપ્રેમને ધન્ય છે! વૈશ્યોએ કેવો દેશપ્રેમ રાખવો ઘટે તેનો તમે દાખલો બેસાડ્યો છે. મેવાડના ઉદ્ધારનો બધો યશ તમને જ મળશે. આજથી તમે સેનાપતિ. ચાલો લડાઈની તૈયારીઓ કરીએ."

ધમધોકાર તૈયારીઓ થવા માંડી. દેશ-દેશથી સૈનિકો આવ્યા. વૃદ્ધ આવ્યા ને જુવાનો આવ્યા. કોઈ તલવારમાં પારંગત તો કોઈ કુસ્તીમાં. ઊડતું પક્ષી પાડે એવા તો તીરંદાજો ઘોડેસ્વાર અને પાયદળનો તો પાર નહિ.

ભામાશાહે કમર કસી, ને કામ કરવા માંડ્યું. જુવાનના કરતાં યે બમણા જોરથી તેમનો ઉત્સાહ જોઈ બધાને પાણી ચડ્યું. તેમની હાજરી ધાર્યું કામ કરવા લાગી.

ધીમે ધીમે એક પછી એક કિલ્લાઓ હાથ કરવા માંડ્યા. પહેલું જીત્યું શેરપુર, ને બીજું લીધું દેલવાડ. દેલવાડે તો જબ્બર લડાઈ થઈ. શત્રુ પક્ષના સરદાર શાહબાજખાં સાથે ભામાશાહને હાથોહાથનું યુદ્ધ થયું ભામાશાહે એક જ ઝટકે તેનો હાથ કાપી નાખ્યો. તલવારના ટુકડા થઈ ગયા. બિચારો જીવ લઈને નાસી ગયો.

ભામાશાહે પછી તોમલમેર જીત્યું ને બાદશાહના સરદારને હરાવ્યો.

આમ ઘણા ઘણા કિલ્લાઓ લીધા. ઘણાં ઘણાં ગામ કબજે કર્યાં. બધો મેવાડનો પ્રદેશ જીત્યો. માત્ર ચિતોડ, અજમેર અને માંડવગઢ એ ત્રણ કિલ્લા અકબરના તાબામાં રહ્યા.

પ્રતાપે ભર્યો મોટો દરબાર. કોઈને જાગીરો આપી તો કોઈને ઈલકાબ આપ્યા. કોઈને પોષાક આપ્યો તો કોઈને પાલખી આપી. બધાનાં યોગ્ય વખાણ કર્યાં. ભામાશાહના તો ખૂબ વખાણ કર્યાં.

મહારાણાએ કહ્યું: "ભામાશાહ જેવો કોઈ નથી. શું એમનો ત્યાગ ! શી એમની ભક્તિ ! મેવાડ તો ભામાશાહે જીતી આપ્યું છે. જગતમાં એમની જોડ નથી. હું એમને 'ભાગ્ય વિધાયક' ને 'મેવાડના પુનરુદ્ધારક'ની પદવી આપું છું."

તાળીઓના ગડગડાટ થયા. બધાના મુખમાંથી શબ્દો નીકળ્યા: "ધન્ય ભામાશાહ! ધન્ય ભામાશાહ! ધન્ય તમારી દેશ ભકિતને!"

પછી ભામાશાહે ઊભા થઈને કહ્યું: "મેં તો કશું જ કર્યું નથી. કોઈ ફરજ બજાવે તેમાં તે વખાણ હોય? દેશને ખાતર તો જેટલું કરીએ તેટલું ઓછું. બોલો: "માતૃભૂમિની જય!" બધા બોલી ઉઠ્યાઃ "માતૃભૂમિની જય! મહારાણાની જય! મેવાડના પુનરુદ્ધારક વીર ભામાશાહની જય!"

સહુ ભામાશાહ જેવા સ્વદેશભક્ત બનો.

ભામાશાહ જેવો ત્યાગ શીખો.



## અભ્યાસરેખા

(૧) ભામાશાહે પ્રતાપને કેવી મદદ કરી? ક્યારે ક્યારે મદદ કરી? એમણે શા હેતુથી મદદ કરી?

(૨) પ્રતાપ ક્યારે નિરાશ થાય છે? શા માટે નિરાશ થાય છે? એને મદદ અને હિંમત શી રીતે અને કોના તરફથી મળે છે?

(૩) પ્રતાપને ભામાશાહની મદદથી શા લાભ થાય છે? ભામાશાહનો પ્રતાપ શી રીતે ઉપકાર માને છે?

(૪) ભામાશાહ એકલા સ્વદેશભક્ત નહોતા, પણ ત્યાગી અને વીર પણ હતા, એ દૃષ્ટાંતો આપી સાબિત કરો.

(૫) નીચેનાં વાક્યો આગળ-પાછળનો સંબંધ બતાવી સમજાવો:

(૧) જાણે પાંડવો વનમાં જાય છે.

(૨) સૌ સારાં વાનાં થશે.

( ૬ ) નીચેના શબ્દપ્રયોગોનો વાક્યમાં બરોબર ઉપયોગ કરોઃ

(૧) સોએ વરસ પૂરાં થવાં

(૨) કમર કસવી

(૩) કબજે કરવું

(૪) હાહાકાર થઈ જવો

( ૭ ) ભામાશાહ જેવા કોઈ અન્ય દેશભક્તનું જીવનચરિત્ર તમારા શબ્દોમાં લખો.

( ૮ ) "સંકટો પડે પણ સત્યનો અંતે જય થાય છે." એ વિષે તમારો અનુભવ દ્રષ્ટાંતો આપી જણાવો.



[ ૧૮ ]

# મધ્ય રાત્રીએ કોયલ

| રવ | શ્રવણ | સમીર | નીતરવું |
|---|---|---|---|
| રંગ | અનિલ | લહરી | મોહની |
| તરંગ | ઉછરંગ | વિરમવું | અવનવી |

( વિષમ હરિગીત )

શાન્ત આ રજની મહીં, મધુરો કહીં રવ આ ટુહૂ;
પડિયો ઝીણો શ્રવણે અહીં ? શું હું સ્વપ્નમાં સુખ આ લહું ?
મન્દ વાઈ સમીર આ, દિશ જો વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન, એ તો ગાન પેલી ગાય કોયલ માધુરી.

મધ્યરાત્રી સમે ત્હને, અલી કોકિલા ! શું આ ગમ્યું ?
હાં, મેહુલો વરસી રહ્યો, તેણેથી તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું, ને સુખ મહીં તું રેલતી,
આ રમ્ય રાત્રી મહીં, અધિક આનંદ ગાને ખેલતી.

નીતરી ધોળી વાદળી રહી, વ્યોમમાં પથરાઈ આ,
ને ચાંદની ઝીણી ફીકી, વરસી રહી શી સહુ દિશા ?
ગાન મીઠું અમી સમું, તેણે ભર્યું તુજ કંઠમાં,
આ શાન્તિ અધિક વધારતું, તે જાય ઊભરી રંગમાં.

નગર બધું આ શાન્ત સૂતું, ચાંદની પણ અહીં સૂતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી;
અનિલ ધીરે ભરે પગલાં, પળે શાન્તિ રખે સહુ,
ત્યાં ઊછળતી આનંદ રેલે, કોકિલા બોલે – ટુહૂ !

સૃષ્ટિ સઘળી શાન્ત રાખી, મુજને જ જગાડતો,
ટહુકો મીઠો તુજ પવન લહરી સંગ જે બહુ લાડતો;
ગાન તુજ સીંચે હૃદયમાં, મોહની કંઈ અવનવી,
ભૂલી ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઈડું દોડે તવ ભણી.

દોડી ખેલે મધુર તુજ, ટહુકાની સંગે રંગમાં,
આનંદ સિંધુ તરંગમાં, નાચતું એ ઉછરંગમાં;
હા ! વિરમી પણ ગયો ટહુકો, હૃદય લલચાવે બહુ,—
ફરી એક વેળા, એક વેળા, બોલ્ય, મીઠી ! ટુહૂ ટુહૂ !



## અભ્યાસરેખા

(૧) કોયલ કયા સમયે ગાય છે ? એ જ સમયે એને ગાવાનું મન શા રીતે થયું હશે ?

(૨) કોયલનું ગાયન કોને આનંદ આપે છે ? ગાયન સાંભળી તેનાં હૃદયમાં કેવી લાગણીઓ થાય છે ?

(૩) મધ્ય રાત્રીએ કોયલને ગાવાનું મન થાય છે એનાં શાં કારણો કવિ કલ્પે છે ?

(૪) એ સમયે કેવી શાન્તિ પથરાઈ હતી ? કોણ કોણ ઊંઘતું હતું ? એ શાન્તિ જાળવી રાખવા કોણ પ્રયત્ન કરતું હતું ?

(૫) કોયલ જે સમયે ગાય છે એ સમયે કુદરતનો દેખાવ કેવો હતો ?

(૬) કોયલે 'દુઃખ નવ સ્વપ્ને દીઠું' એમ કવિ શાથી કહેતા હશે? તમે એનું કારણ શોધી શકશો?

(૭) કવિનું હૃદય ક્યાં હતું? ક્યાં દોડી જાય છે? ત્યાં જઈને શું કરે છે? આ હકીકતનો અર્થ શો?

(૮) કોયલનો ટહુકો કવિ કેટલો વખત સાંભળે છે? એ બંધ થવાથી કવિને કેટલી લાગણી થાય છે? કવિ કોયલને શી વિનંતિ કરે છે?

(૯) પવન શા માટે ધીરાં પગલાં ભરતો હતો? એથી કવિ શું કહેવા માગે છે?

(૧૦) કવિએ 'કોયલ' અને 'પવન'ને માટે વાપરેલા શબ્દો શોધી કાઢો.

(૧૧) ધારો કે કવિના જેવો અનુભવ તમને થયો હોય તો તે વખતની તમારી લાગણીઓ તમારા મિત્રને પત્રદ્વારા લખી મોકલો.

(૧૨) કોયલનાં જન્મ અને જીવન વિષે તમે જે હકીકત જાણતા હો તે લખો.

卐

[ ૧૯ ]

# રુદ્રમાળનું ખાતમુહૂર્ત

| | | | | |
|---|---|---|---|---|
| વંશજ | ઘોષ | શ્રદ્ધા | એકદ્રષ્ટિ | પ્રલયકાળ |
| નિઃશંક | અતિશયોક્તિ | શિલ્પ | કષ્ટસાધ્ય | ઇષ્ટઘટિકા |
| ઉદ્યમ | શાસ્ત્રજ્ઞ | અંતરજ્ઞાન | અહમ્ | ગર્ભવિધાન |
| | વિચ્છિન્ન | ધૃષ્ટતા | પ્રેરણા | વિષાદ |
| | નાસ્તિકતા | | ફલાદેશ | |

મૂળરાજ મહારાજનો વંશજ સિદ્ધરાજ જયસિંહ ગંભીરતા ધારણ કરી સુવર્ણ પાટલે વિધિ કરવા બેઠો. દેવ-સભા હોય તેમ ચારે તરફ બ્રહ્મદેવો, જ્યોતિષીઓ, રાજ-પુરુષો બેસી ગયા. રાજા પાસે માર્કન્ડજોષી બિરાજ્યા. આજ એમનાં કપાળ પર એટલું તેજ ઝળકતું હતું કે સામું જોઈ રહેવું મુશ્કેલ પડે. ગંગાધર એમની સામે બેઠો. એમના આનંદનો પાર નહોતો. હીરાધર પાછળ ઊભો.

વિધિ શરૂ થઈ. વાતાવરણ મંગળઘોષોથી ગાજી ઊઠ્યું. રાજાએ બધી ક્રિયા જણાઈ આવતી શ્રદ્ધાથી કરી ને યોગ્ય સમય આવતાં સૂર્ય સામું જોઈ, રોપેલા દંડની છાયા નજરથી પામી, અંતરમાં એકદ્રષ્ટિ કરી. પુષ્પગતિના આધારે દિશા બાંધી, માલવ દેશના પ્રચંડ જોષીએ વિપળ બદલાય તે પહેલાં તો ઝટ દઈને સુવર્ણ ખીલી જમીનમાં ઠોકી, ને જરા સ્મિત સાથે કહ્યું: "ધન્ય રાજન્! તમારાં ભાગ્ય મોટાં છે. દેવી રુદ્રમાળ પ્રલયકાળ જોશે."

"નિઃશંક શેષનાગને શીર્ષે ખીંટી લાગી એ ઉત્પત્તિને લય ન હોય." ગંગાધરે સમર્થન કર્યું, અને એ જ ક્ષણે પાછળથી એક બ્રાહ્મણે મનમાં જાણે બોલતો હોય તેમ મમરો મૂકયો:

"લય ન હોય તેવી ઉત્પત્તિ તો બ્રહ્માએ પણ સરજી નથી."

રાજાના કાનમાં એ શબ્દો જતાં એનામાં જાગૃતિ આવી. જોષની વિચિત્ર વિધિઓ અને એથી ય વધારે વિચિત્ર જોષીનાં લક્ષણો જોઈ મનમાં મૂંઝાઈ રહેલો રજા છેલ્લી વાત માની શકયો નહિ. એનું માથું સહજ હાલી ગયું, અને જોષીના તેજથી અચકાતો હોય તેમ અચકાતો એ બીડેલા હોઠ ઉઘાડી બોલ્યો:

"પ્રલયકાળ સુધી! શેષનાગને માથે!" સિદ્ધરાજને અતિશયોકિતની અવધિ જણાઈ. દૂર દૂર અનંતકાળને આરે ઊભેલો પ્રલયકાળ અને કયાં મહા મજબૂત છતાં યે પૃથ્વીના રંક પથ્થરો! કયાં પાતાળમાં વસતો શેષ અને કયાં વેંતની ખીંટી!

એણે ફરી માથું હલાવી ઉપલો પ્રશ્ન કર્યો. જોષીએ તરત જ પોતાની ભૂલ જોઈ. વગર પૂછયે ફળ કહ્યું ને રાજાને શંકા થઈ. એમણે શાંતિથી જ કહ્યું:

"હા રાજન્, શેષનાગને માથે બરાબર, શિલ્પ શેષને પકડવાની અનેક વિધિઓ બતાવે છે. તેમાંથી સૌથી જે કષ્ટસાધ્ય મનાય છે તે પકડાઈ છે. દૈવયોગે દૈવી કલાના

સર્જનમાં એ ઇષ્ટઘટિકા સિદ્ધ થઈ છે.” આ મોઘમ ખુલાસાથી રાજાના મનનું સમાધાન થયું નહિ.

“પરંતુ એની સાબિતી ? જોષીરાજ ?”

“સાબિતી ? સાબિતી શાસ્ત્રનાં વચન અને શાસ્ત્રજ્ઞોના અનુભવ, રાજન્.”

“શાસ્ત્ર કે અનુભવ બધું માન્ય શી રીતે થઈ શકે ? બધું સત્ય જ હોય તેની ખાતરી ?” રાજાએ ધીમે ધીમે વધવા માંડયું. બ્રહ્મપંડિતો તથા જોષીઓનાં મન આનંદ પામવાં લાગ્યાં. ગંગાધર તથા મંત્રીઓ બેચેન બનવા લાગ્યા. જોષીએ વધુ ખુલાસો કર્યો. એમના શાન્ત સ્વરમાં ગંભીરતા ઉમેરાવા લાગી:

“શાસ્ત્રોનાં વચન કોઈ કાળે અસત્ય હોય જ નહિ. આ ખીંટી કાઢવામાં આવે તો રક્તની ધારા છૂટે; કારણ નાગ બંધાયો છે.” “ત્યારે મને રકતધારા જોવા દો.” રાજાએ ઠંડા પેટે તરત જ કહ્યું. આખી સભા પર ન સમજાય તેવી અસર થઈ ગઈ.

જોષીની આંખમાં વિદ્યુત્ ચમકી. ગંગાધરની વૃદ્ધ કાયા કંપી. હીરાધરે હોઠ દાબ્યો અને મહાઅમાત્યે બાહુમાંથી રાજાનો હાથ દાબ્યો. કંઈક દ્રઢતાથી બાળકને પાળતા હોય તેમ એમણે કહ્યું: “જવા દો મહારાજ ! કેટલીક વાતો તો માનીને જ ચાલવું જોઈએ. આપણે રુદ્રમાળથી કામ છે, નહિ કે જોષ અને તેની વિધિઓથી. જોષીરાજ, વિધિ પૂરી થઈ કે હવે બાકી છે ?”

એમણે છેલ્લું વાકય જોષીને સંબોધી ઉમેર્યું અને વિધિ જો પૂરી થઇ હોય તો મહારાજને લઈ સભા વિસર્જન

કરવામાં ડહાપણ જોયું. પરંતુ રાજા ડગ્યો નહિ. એમણે આગ્રહથી કહ્યું: "પ્રધાનજી, જોષ–વિધિઓ યે જોવાં જેવા છે. મને જોવા દો, જોષીરાજ, ખીંટી કાઢો."

ગંગાધરે ગભરાઈ હાથ ઊંચો કર્યો. રાજાને વારતો બોલ્યો: "મહારાજ, આપણી શરતનો ભંગ થાય છે. અમારું કાર્ય અમને કરવા દો, શાસ્ત્ર કદી ખોટાં હોય નહિ. અને સમયની ગણતરી જેમને અંતરજ્ઞાને સિદ્ધ કરી છે, તેવા આ માર્કન્ડ મહારાજના હાથની વિધિ કોઈ કાળે નિષ્ફળ નિવડે નહિ. ઠેઠ માલવ દેશથી તેડાવ્યા છે તે રમત કરવા નહિ; પણ તે ઘડી, પળ, વિપળ પકડવા. ગણિત કરી, હરકોઈ જોષી ઇષ્ટઘડી કહાચ ગણી કાઢે; પણ સૂર્ય જોઈ તેને પકડી શકે એ તો ફકત આ જ જોષીરાજ કરી શકે, સમજ્યા, રાજન્? સફળ થએલો એ કષ્ટસાધ્ય યોગ રકતધારા જોવાની લાલસામાં નિષ્ફળ ન કરો!" આર્ત સ્વરે ગંગાધરે વિરોધ જાહેર કર્યો. વૃદ્ધની કરચલીઓ આવેશમાં સંકોચાઈ.

ક્ષણભર રાજા ચૂપ રહ્યો. પરંતુ રાજાનો સ્વાભાવિક શત્રુ 'અહમ્' તક જોઈ ઊછળ્યો. ભરસભામાં પાટણના સમ્રાટને એક વૃદ્ધ શીખ દેતો હોય એ એમને પોતાના રાજત્વ પર હુલ્લો થતો જણાયો. એમના હોઠ જોરથી બિડાયા અને ઊઘડ્યા:

"ગંગાધર શાસ્ત્રી, પાટણનો નરેશ મૂર્ખ નથી. ક્યાં શેષનાગ–પાતાળ ને ક્યાં વેંતની ખીંટી! તમે એને અમુક સંકેત માની શેષ બંધાયો છે એમ નામ આપતા હો તો તે માની લઉં; પરંતુ શેષ સત્ય જ બંધાયો છે ને ખીંટી કાઢતાં રકતધાર નીકળે એ વાતો, નજરે જોયા વિના નહિ જ મનાય."

ગંગાધરે રાજાને શાન્ત કરવા માંડ્યો: "મહારાજ, માનુષી બુદ્ધિથી કલ્પીએ, અનુભવીએ, એથીયે વિશેષ આપણી ગહન વિદ્યાના ગર્ભમાં સમાયેલું છે. જે ગહન છે, અકળ છે, અને સાથે સાથે અનુભવસિદ્ધ હોઈ સપ્રમાણ છે તેની ખાતરી શી કરવી? રાજન્, ખીંટી કાઢતાં યોગ ફરી જાય: ગર્ભવિધાન વિચ્છિન્ન થઈ જાય!"

માળવાના જોષીના જોષને આકરી કસોટીએ ચઢાવવા તૈયાર થએલા જયસિંહને મહારાજને ગળે આ વાત ઊતરી નહિ. એમણે માથું હલાવ્યું. પેલા દબાઈ ગયેલા ઈર્ષાળુ જોષીઓને લાગ આવ્યો. પાટણથી પધારેલા એક પંડિતે લાગ જોઈ ધૃષ્ટતા કરી:

"ખીંટી જરા ઊંચી કરો ને દાબી દો. સત્ય હશે તો તરત જ જણાશે. રાજાજીની ખાતરી થાય અને કાર્ય સધાય." ડાહ્યો થઈ સમાધાન કરતો હોય તેમ હાથ જોડી એણે સૂચના કરી.

રાજાએ સૂચનાઓ પકડી લીધી: "બરાબર છે. ખીંટી ઊંચી કરો અને રક્ત જણાય કે દાબી દો."

આ વાદ, સંયમથી સાંભળી રહેલા જોષીનાં ભવાં પર રાજાની બાલિશતા જોતાં ભયંકર તિરસ્કાર લાવી બેઠો. એમનાં નેત્રોના પ્રકાશમાં અગ્નિજ્વાલાનો તાપ ભળવા લાગ્યો, મોટા મોટા સમ્રાટોના સંદેશાઓને યે નહિ ગણનાર, પ્રેરણાથી જ્ઞાન પામેલો, કુદરત સાથે સ્વતંત્ર વિહરનાર વિદ્વાન, રાજાના દુરાગ્રહ અને ગર્વથી ચીડાઈ ગયો.

"રાજા, ખોટો આગ્રહ ના કરો."

"પણ જોષીરાજ, શંકાનું સમાધાન કરો." રાજાએ વધારે આગ્રહી સ્વરમાં જવાબ દીધો.

"અનર્થ થશે, પાટણના રાજ, રહેવા દો. હજી ચેતાવું છું. હઠ છોડો." જોષીના સાદમાં તીખાશ આવવા લાગી.

"રાજહઠ કદી છોડાઈ સાંભળી છે, જોષી મહારાજ?" ગર્વથી માથું ઊંચું કરી જયસિંહ મહારાજે સામો પ્રશ્ન કર્યો. જોષીએ વીંધી નાખે તેવી સામી દૃષ્ટિ ફેંકી અને કહ્યું:

"એ હઠથી દૈવી સર્જન હણાઈ જશે એનું ભાન છે રાજા?"

જોષીએ એટલી દૃઢતાથી શબ્દો ઉચ્ચાર્યા કે પેલા બ્રાહ્મણનાં મનમાં ય ડર પેસી ગયો ને સભા અવાક્ થઈ ગઈ. અતિ રીસથી જોષીએ ખીંટીને સ્પર્શી પૂછ્યું: "બોલો–"

રાજા ખંચાયો, પરંતુ ભાવિ પોકારતું હોય તે શી રીતે મિથ્યા થાય? એણે ધીમેથી કહ્યું:

"ઊંચી કરો જોષીરાજ! મને રક્તધારા જોવા દો."

જોષી સાવ વિફરી ગયો. ખીંટી પકડીને જોરથી હલાવવા મંડ્યો પણ તે કેમે હાલતી નહોતી! હાથમાં શું બળ નહોતું?

જોષી ઝડપથી કાંઈ અસ્પષ્ટ બોલ્યા ને ખીંટી ફરી જોરથી પકડી હલાવવા માંડી. પણ આ વખતે એમને જોર કરવું પડ્યું નહિ. ખીંટી હચમચાવી, રાજાને ઉદ્દેશી જોષી બોલ્યા: "પાટણના રાજા, લે જો!"

એકદમ એણે ખીંટી પકડી ઊંચી કરી; અને તે સાથે રક્તની ધીક ધીકતી ધારા ફૂવારાવત્ ચારે પાસથી છૂટી, અને માથું આગળ નમાવી જોતા રાજાને રકતથી છાંટી નાખ્યો."

"હાં, હાં, હાં, દાબી દો જોષીરાજ, ખીંટી દાબી દો." રાજા ગભરાઈ જઈ બોલી ઊઠ્યો.

જોષીએ ખીંટી દાબી દીધી. એમનો ક્રોધ નાસી ગયો હતો. એમનાં વદન પર તેને બદલે શાન્ત તિરસ્કાર અને ઊંડો વિષાદ હતો.

એક જ ક્ષણ તે નમતાં નેત્રો ચૂપ રહ્યાં અને ભાવિના ભેદ ભાખતા હોય તેમ હાથ ઊંચો કરી રાજા સામું જોઈ ગંભીર ઘેરા સાદે કહ્યું:

"ગર્વશીલ ગુર્જરપતિ! તારી નાસ્તિકતાનો ફલાદેશ સાંભળી લે. રુદ્રમાળ સંપૂર્ણ થઈ સ્વર્ગ ઉતારશે; પણ એને તોડનાર મળશે........"

"હેં, હેં! પ્રલયકાળ સુધી ટકવાનો હતો–" રાજાએ વચમાં પોતાનો ગભરાટ જાહેર કર્યો.

"શેષ છટકી ગયો, યોગ ફરી ગયો ખીંટી ઊંચી કરી દાબી, શીર્ષને બદલે પૂંછડે બેઠી. એનું નિર્માણ થઈ ચૂક્યું. અને રાજા! તારા વસ્ત્રો તરફ જો. શેષનાગના રક્તે તું છંટાયો છે. અજિત થઈશ; તારી ધ્વજા ઉપર હમેશ વિજય વિરાજશે પણ તારી કીર્તિ પર કલંકના છાંટા રહેશે." એમ કહી જોષીએ ઊઠવા માંડ્યું.

રાજા હેબકાઈ ગયો. નમ્ર બની જઈ પસ્તાવો કરતો બોલ્યો: "મહારાજ, રુદ્રમાળ તૂટશે? મને કલંક આવશે?– કંઈ ઉપાય?"

"ઉપાય એકે નહિ. વિધિના નિર્માણ આગળ ઉપાય શો ? શ્રીપુરનાં ભાગ્ય હશે તેટલું રુદ્રમાળ એને શોભાવશે."

રાજા એમને અટકાવતો, વિનવતો બોલ્યો: "અરે "જોષીરાજ, એટલું તો કહો કે એ કેટલું ટકશે ? કોણ તોડશે ? અને કંઈ નિવારણ ?"

"એ જાણીને હવે શો લાભ છે ? છતાં સાંભળઃ એક શતક એ વટાવશે, બીજો પૂરો નહિ કરે. આર્યદેશનો પરમ શત્રુ એક તુર્ક દિલ્હીની ગાદીએ આવશે. આખા આર્યાવર્તનાં ધર્મતીર્થો એ તોડશે અને એ સાથે તારા રુદ્રમાળને ય જમીનવત્ કરશે. બસ, વધારે પૂછવું રહેવા દે."

જોષીએ ગંગાધર સામું જોયું ને ચાલવા સૂચવ્યું.



## અભ્યાસરેખા

(૧) માર્કન્ડ જોષી ક્યાંના વતની હતા ? પાટણમાં શા માટે આવ્યા હતા ? એમને બોલાવવાનું ખાસ કારણ શું હતું ? બીજા કયા કયા જોષીઓ હાજર હતા ?

(૨) રુદ્રમાળ કોણ બંધાવતું હતું ? એ બંધાવવામાં તેની શી ઇચ્છા હતી ?

(૩) સુવર્ણ ખીંટી ઠોકયા પછી જોષીએ શું ભવિષ્ય કહ્યું ? રાજાને એ શબ્દોમાં અવિશ્વાસ શાથી આવ્યો ? રાજાને શો અવિશ્વાસ આવ્યો હશે ?

(૪) રાજાની શંકાનું નિવારણ શી રીતે કરવાનું નક્કી થયું ? એ કોણે સૂચવ્યું ?

(૫) ખીંટી ખેંચી પાછી નહિ ઠોકવા કોણે કોણે રાજાને સમજાવવા પ્રયત્ન કર્યો ? પાટણના પંડિતે શા માટે રાજાની પૂર્તિ કરી ?

(૬) ખીંટી ખેંચતાં શું ખરાબ પરિણામ આવે એમ હતું? જોષીના એ શબ્દો શી રીતે ખરા પડ્યા?

(૭) ખીંટી ખેંચ્યા પછી પાછી ઠોકાય એટલે એનું ભવિષ્ય શું થયું? ખીંટી હવે ક્યાં બેઠી? રાજાના મન પર એથી શું અસર થઈ હશે?

(૮) માર્કન્ડ જોષીએ જતાં જતાં રાજાનું કેવું ભવિષ્ય ભાખ્યું?

(૯) રુદ્રમાળના આવા અનિષ્ટ ભાવિ માટે તમે કોને કોને જવાબદાર ગણો છો? શાથી?

(૧૦) માર્કન્ડ જોષીનો સ્વભાવ અને વિદ્વત્તા બતાવનાર વાક્યો શોધી કાઢો.

(૧૧) નીચેનાં વાક્યો કોણ અને ક્યાં વાપરે છે તે બતાવી સમજાવો:

(૧) લય ન હોય તેવી ઉત્પત્તિ તો બ્રહ્માએ પણ સરજી નથી.
(૨) જોષીએ તરત જ પોતાની ભૂલ જોઈ.
(૩) એ હઠથી દૈવી સર્જન હણાઈ જશે એનું ભાન છે?
(૪) તારી કીર્તિ પર કલંકનાં છાંટા રહેશે.

(૧૨) નીચેના શબ્દપ્રયોગોનો વાક્યમાં બરોબર ઉપયોગ કરો:

(૧) મમરો મૂકવો (૨) માથું હલાવવું
(૩) હોઠ દાબવો (૪) 'અહમ્' ઊછળવો
(૫) ઠાવકા થવું (૬) અવાક્ થઈ જવું
(૭) વિફરી જવું (૮) જમીનવત્ કરવું

(૧૩) સિદ્ધરાજ જયસિંહ હંમેશ વિજયી થયો પણ તેની કીર્તિ પર કલંક કાયમ રહ્યું એ સત્ય હકીકત બતાવતા બનાવો ઇતિહાસમાંથી શોધી લખો.

(૧૪) નીચેના વિષયો ઉપર નિબંધ લખો:

(૧) દુરાગ્રહનાં પરિણામ
(૨) અદેખાઈ એ વિનાશનું મૂળ છે.



# ખેડૂતનું દેણુ

મમત સીમંત કુલીન પાથક સ્વ–આશ્રિત
દોહ્યલું કાબેલ શીખ રસાતળ

પાડોશીની જમીન બાપનું બારમું ને,
સીમંત બાયડીતણું નહીં પાછું આવે;
એવું વદી મમતમાં ઘર ખેડુ ઘાલે,
ને ભોંયબાઠું ઘરબાર ગીરો મૂકે છે.

એ રીત એક ધનહીન થયેલ ખેડુ,
માથે હજાર ત્રણ ચાર તણુંક દેવું;
તે ખેડુનું હતું કુટુંબ ઘણેરું મોટું,
ને ન્યાતમાં કુલીન તે ઘર તો ગણાતું.

રસ્તે જતો પથિક ત્યાંહી વિરામ લેતો,
મ્હેમાન દેવ ગણી આદર ખેડુ દેતો;
બેનો અને દીકરીએ હતી ચાર પાંચ
ને ભાણુજા વળી ધરે કંઈ જુદી આશ.

બારોટ, બ્રાહ્મણ અને વળી અન્ય એવા,
ઇચ્છા સ્વ–આશ્રિત તણી પૂરવી વળી હા;
દુષ્કાળ હાય! પડિયો વળી એટલામાં,
લાચાર તે થઈ ગયો નિજ પાક જાતાં.

વીતી ગયું વરસ એક જ દોહ્યલું એ,
કૈં કારણે મુદત ઋણુ તણી વહી છે;
પાછા ભરેલ રૂપિયા મૂળથી વધુ કૈં,
તોયે ન દેણુ ઘટતું હજી ચોપડે તો.

શ્હેરી સખો કાબેલ, ખેડુને શિખામણુ આપતો:
"ના પાઈ દેતો એક પણુ છો ન્યાય લેવા એ જતો;
રૂપિયા નથી બાકી કંઈ દીધા ઘણા તેં મૂળથી,
ના ચાલશે એનું કંઈ મુદત વીતી ગઈ છે વળી."
"રહેવા દે હવે બાપુ, તારી શીખ નહિ રુચે;
દરિદ્રી દ્રવ્યથી તોયે, ધર્મે હું ધનવાન છું.

રસાતળે આ સઘળું જતું છો,
ભલે બને વ્યોમ ધરાથી એક;
મેરુ ચળે પશ્ચિમ સૂર્ય ઊગે,
ડોશા તણો બોલ કદી ફરે શું?

વીતી ગઈ મુદત ચોપડાની;
જૂઠો થયો ન્યાય અદાલતોથી;
શું વેણુ મારું કદી તેથી જાશે?
શું જૂઠની ઢાલ કદી ગ્રહાશે?

રે રે પ્રભુ શું મુજ દી ઊઠ્યો છે!
આ મિત્ર શી શીખ મને દિયે છે!
રક્ષો પ્રભુ! એહ થકી હું સાચું;
સચ્ચાઈનો માર્ગ કદી ન ત્યાગું,

આપીકા ખેતરો મારાં, વ્હાલાં છે ઢોરઢાંખરાં,
પંડે વેચાઈને ચે હું, પતાવું દેણુ દોકડા;
આ દેહે ના વળે જો તે, માગું નવ જન્મે ફરી,
પ્રભુ દે યોગ એવો જે, ઋણબંધે છૂટું નકી.”



## અભ્યાસરેખા

(૧) ખેડૂતની સ્થિતિ હાલમાં કેવી છે? આગળ કેવી હશે? ખેડૂત આવી સ્થિતિમાં આવ્યો એનાં શાં શાં કારણો તમે શોધી શકો?

(૨) ખેડૂત દેવું કેમ વાળી શક્યો નહિ?

(૩) ખેડૂતનો સ્હેરી સગો તેને શું શિખામણ આપે છે? તે 'કાબેલ' છે એમ શી રીતે કહી શકાય?

(૪) સગાંની શીખ ખેડૂતને કેમ ગમતી નથી? તેનો તે શો જવાબ વાળે છે?

(૫) ઋણ વાળવા સંબંધમાં ખેડૂત શું નિશ્ચય કરે છે?

(૬) ખેડૂતોને કઈ બાબતનો 'મમત' હોય છે? એનું શું ફળ આવે?

(૭) કુલીન ગણાતા ખેડૂતોને શા ભોગ આપવા પડે છે?

(૮) 'ડોશાનો દેવું ભરવાનો નિશ્ચય અચળ છે' એમ સચોટ બતાવવા ડોશો શા દૃષ્ટાંતો આપે છે?

(૯) નીચેના શબ્દપ્રયોગોનો અર્થ સમજાવી વાક્યોમાં વાપરી બતાવો:
(૧) ગીરો મૂકવું (૨) લાચાર થઈ જવું
(૩) મુદ્દત વીતી જવી (૪) રસાતળ જવું
(૫) દી ઊઠવો (૬) દેણુ દોકડા પતાવવાં

(૧૦) દેવા સંબંધમાં ખેડૂત અને તેના કાબેલ સ્હેરી સગા વચ્ચે થયેલી વાતચીત અને દલીલો ધ્યાનમાં રાખી એક સંવાદ લખો.

(૧૧) ખેડૂતની આવી કફોડી સ્થિતિમાં શાહુકાર સખત ઉઘરાણી કરે તો ખેડૂત વતી તેના વિચારો દર્શાવતો એક પત્ર શાહુકાર ઉપર તમે તમે તમારી ભાષામાં લખો.



# ધર્મવીર બે બાળકો

| બૂમરાણ | આશ્રય | કોટવાળ |
|---|---|---|
| બીના | છટાદાર | સરહિન્દ |

જ્યારે ઔરંગઝેબે શિખગુરુ ગોવિન્દસિંહની રાજધાની આનન્દપુરને ઘેરો ઘાલ્યો ત્યારે રાજમાતા ગુજરી પોતાના બે નાના પૌત્રોને લઈ નાસી છૂટ્યાં. સાથે બ્રાહ્મણ ગંગુ નામનો રસોઈઓ હતો. ગંગુ સરહિન્દમાં રહેતો હતો. બધાં ગંગુને ઘેર આવી પહોંચ્યાં. ગંગુએ રસોઈ કરી ગુરુમાતાને અને તેમના પૌત્રોને ખવરાવ્યું. આથી તેમણે રાજી થઈ તેને ઘણી આશિષ આપી. રસ્તામાં પૈસાની જરૂર પડશે એમ ધારી ગુરુમાતા હીરા, માણેક, મોતી, દાબડામાં ભરી લાવ્યાં હતાં. તે દાબડો માતાએ સૂતી વખતે પોતાને ઓસીકે મૂકી રાખ્યો. કેટલીક ચિન્તાને લીધે તેમને ઊંઘ આવી નહિ. ગંગુની દાનત બગડી, તેથી તે પેલો દાબડો ચોરી લેવાનો લાગ શોધવા લાગ્યો. એટલામાં ગુરુમાતા ઘણો થાક લાગવાથી ઊંઘી ગયાં. ગંગુને એ ખબર પડી એટલે ધીમે ધીમે ચાલી ઓસીકા નીચેથી તે દાબડો કાઢી લાવ્યો અને એક ખૂણામાં સંતાડી દીધો. પછી તરત જ મોટેથી બૂમ પાડી કે "ચોર રે, ચોર" "ધાજો રે, ધાજો." આ બૂમરાણથી માતા જાગી ઊઠ્યાં. બે છોકરા પણ ડરી ઊઠ્યા. માતાએ ઓસીકા નીચે જોયું તો દાબડો ચોરાઈ ગયેલો જણાયો. તે

ગંગુના તરફ તકતક તાકી રહ્યાં. પછી તેમને લાગ્યું કે ચોર તો ગંગુ પોતે જ છે. પણ હવે કરવું શું? દુષ્ટ નોકરે મને આશ્રય વગરની જોઈ લૂંટી લીધી છે એમ વિચારી પોતે ધીરજ રાખી ગંગુને કહ્યું કે "બેટા, ચોરના હાથમાંથી પડાવી દાબડો સંતાડી દીધો છે તે પાછો આપ. તારો કરેલો ઉપકાર હું કદી ભૂલીશ નહિ." ડોસીમાએ ઘણા કાલાવાલા કર્યા, પણ ગંગુને જરા પણ દયા ન આવી. ઊલટો એ ડોસીને ગાળો દેવા લાગ્યો. આ બે વીર બાળકોથી તે ખમી શકાયું નહિ. તેમણે ગંગુને કહ્યું કે "ખબરદાર! જો માતાજીને એક શબ્દ પણ કહ્યો તો તારા કટકે કટકા થઈ જશે." આ સાંભળતાંજ ગંગુએ કહ્યું: "અરે મૂરખાઓ, તમને ખબર છે કે તમે મારા આશ્રય નીચે છો? અહીં તમારું કોણ છે? તમને મારે ત્યાં રાખવાથી મને કેટલી બીક છે તેનો વિચાર કરો. મારો ઉપકાર માનવાનો ભૂલી જઈ તમારી ડોસી મને ચોર કહે છે. હું હમણાં જ મુસલમાન કોટવાલને બોલાવી પકડાવી દઉં છું." આવાં તિરસ્કારભરેલાં વાકયો સાંભળી મોટો પુત્ર ફત્તેહસિંહ તરવાર કાઢી ગંગુને મારવા દોડ્યો. પણ ગુરુમાતાએ રોકયો. તેમણે રસોઈઆને ઠંડો પાડવા કાલાવાલા કર્યા, તેમ જ "અમારે દાબડો પણ જોઈતો નથી." એમ કહ્યું. પણ ગંગુએ તેમનું કહ્યું માન્યું નહિ. તે તરત જ શહેરના કોટવાલ પાસે ગયો ને તેને બધી બીના કહી દીધી. કોટવાલ તથા સિપાઈઓ ગંગુને ઘેર આવ્યા અને ગુરુમાતાને તથા બન્ને બાળકોને પકડી ગયા. એક ઓરડામાં ગુરુમાતાને અને બીજા અન્ધારા ઓરડામાં બે બાળકોને કેદ કર્યાં.

બીજે દિવસે બન્ને બાળકોને કચેરીમાં હાજર કરવામાં આવ્યાં. ત્યાંનો નવાબ વાજીદખાં સિંહાસને ચઢી ન્યાય કરવા બેઠો. કેદમાં પુરાયા છતાં બન્ને બાળકો આનન્દી જણાતા હતા, આથી સર્વ સભા નવાઈ પામી.

નવાબે કહ્યું: બાળકો, તમારો પિતા ઘણો પાપી છે. અમારો તે શત્રુ છે અને તેના પુત્રો તરીકે તમને ફાંસીએ લટકાવતા મને દયા આવે છે. માટે જો તમે અમારો મુસલમાની ધર્મ સ્વીકારો તો અમો તમને ઘણા સુખી કરીશું. તમો દોષ વગરના છો. તમારા પિતાના પાપથી તમો દુઃખી થશો નહિ. એનાં કૃત્યોનાં ફળ તે ભોગવશે જ."

આ સાંભળી બન્ને બાળકો લાલપીળા થઈ ગયા. મોટો બાળક ફત્તેહસિંહ બોલી ઊઠ્યો: "નવાબ, તમે હિન્દુઓની કન્યાઓની અને બહેનોને પકડી ગયા છો. તમારાં જ પાપે હજારો બાળકો માતાના વિયોગથી તરફડે છે. કેટલીક સ્ત્રીઓ પોતાનો ધર્મ સાચવવાની ખાતર મરણ પામી છે. તે તો પાપ લાગ્યા વગર રહેશે કે? તમે હિન્દુ પ્રજાના ધન, સંપત્તિ વગેરે છીનવી લીધાં છે. હવે પ્રજાને દુઃખ દેવામાં શું બાકી રાખ્યું છે, નવાબ? અમોને મરણનો ભય શા માટે બતાવો છો? અમને અમારો ધર્મ ઘણો વહાલો છે. અમારા દાદાઓ પણ ધર્મને માટે મરણ પામ્યા છે. તો અમે તેઓના બહાદુર પુત્રો છીએ."

બાળકનાં છટાદાર વાકય સાંભળી નવાબ ઘણો ગુસ્સે થયો અને બોલ્યો: "તમારા પર દયા કરી તેનું આ ફળ?

મુસલમાન થવું હોય તો થાઓ, નહિ તો તમારે માટે મરણ નક્કી જ છે. બોલો, શી મરજી છે?"

આ વખતે નાનો બાળક જબરસિંહ બોલ્યોઃ "નવાબ, રૂવે રૂવે તીર ભોંકી દો, ગમે તો ચામડું ઉતારી લો. જરા પણ રડીશું નહિ, અને મોતની બીક રાખીશું નહિ. જેમ મરજીમાં આવે તેમ કરો, પણ અમારા પિતાની નિન્દા ન કરો."

બાળકના બોલવાથી નવાબને ઘણી રીસ ચઢી અને તરત જ બે પઠાણોને બોલાવી બન્ને બાળકો તેને સોંપીને કહ્યું કે "ગુરૂ ગોવિન્દસિંહ તરફનું જે વેર છે તે પૂરું કરો. આ બન્ને તેમના જ પુત્રો છે." પઠાણો બોલ્યાઃ "મહારાજ, અમારા પિતા યુદ્ધમાં એમના પિતાને હાથે માર્યા ગયા હતા એમ છતાં ય અમે દયા વગરના નથી કે એમના બાપને લીધે આ નાના બાળકોનો જીવ લઈશું. ક્ષમા કરો. એવો તમારો હુકમ પાળવા અમે ખુશી નથી."

પઠાણોનું આ બોલવું સાંભળી નવાબ શરમાઈ ગયો. તે વખતે સભાના લોકોએ બાળકોને છોડી મૂકવા કન્ગરીને કહ્યું. આથી નવાબે બાળકોને છોડી મૂકવા મનમાં વિચાર કર્યો. એવામાં એક હિન્દુ મન્ત્રી બોલી ઊઠ્યો કે "નામદાર આવાં સાપનાં બચ્ચાંને ઊછરવા દેવાં એ સારું નહિ. એમને તો મારી નાખવાં એ જ સારું છે." નવાબને મંત્રીની વાત ઠીક લાગી.

વળી કંઈક પરીક્ષા કરવા સારુ નવાબે પૂછ્યુંઃ "બાળકો, હું તમોને છોડી મૂકું તો તમે શું કરો?" બાળકો બોલ્યાઃ

"અમારા પિતાને જઈ મળી ઘણું લશ્કર ભેગું કરી મોગલ રાજા ઔરંગઝેબ ઉપર ચઢાઈ કરીએ અને મોગલાઈ રાજ્યનો નાશ કરીએ."

બાળકોનું આવું બોલવું સાંભળી નવાબ ઘણો નવાઈ પામ્યો અને કહેવા લાગ્યો કે "ઠીક છે. છોકરાઓ હમણાં જ તમને એવી રીતે મારી નખાવું છું કે કોઈ પણ જાણશે નહિ. તમારાં મડદાંને ગીધ અને કાગડાઓ કોચી ખાશે."

બન્ને બાળકો બોલ્યા: "ભલે ગમે તેમ કરો; તે બધું પાપ તમને છે. એ બધું પરમેશ્વર તો જાણશે જ અને કરેલાં પાપની શિક્ષા કર્યા વગર રહેશે નહિ."

નવાબે તરત જ રાજમિસ્ત્રીને બોલાવ્યો અને બન્ને બાળકોને કિલ્લામાં ચણી લેવા હુકમ કર્યો. રાજમિસ્ત્રીએ કિલ્લો તોડીને બન્ને ભાઈઓને બે હાથને છેટે ઊભા રાખ્યા; પછી ચણવાનું શરૂ કર્યું. આ દયાજનક દેખાવ જોઈ સર્વ લોકો ઈશ્વરને પોકારવા લાગ્યા અને નવાબ વાજીદખાંને ધિક્કારવા લાગ્યા.

ચણતર બાળકોની કમ્મર સુધી આવ્યું ત્યારે નવાબે કહ્યું કે "હજી મુસલમાન થવાનો વિચાર છે?" ફત્તેહસિંહ બોલ્યો: "અરે પાપી પુરુષ, તું અમોને હવે વધારે દુઃખ દે નહિ. તારું પાપી મુખ જોવા અમે ઇચ્છતા નથી. અમે પ્રભુના નામમાં જ ઘણું સુખ મેળવીએ છીએ. તેઓની આવી ઇચ્છા છે તો પૂરી થાઓ. આ દુઃખી દુનિયામાં રહેવાની અમારી જરા પણ મરજી નથી."

જબરસિંહે પણ ઉત્તર દીધો કે "તું સદાને માટે જીવતો રહેવાનો નથી, માટે આવાં દુષ્ટ કામ ન કર."

જ્યારે ગળા સુધી ચણુતર આવ્યું ત્યારે નવાબે પાછો તે જ સવાલ પૂછ્યો. બન્ને બાળકો હાંફતા હાંફતા એટલું જ બોલ્યા કે "ઈશ્વર, તમારી ઇચ્છા પૂરી થાઓ!" પછી તેમનાં શરીર ચણાઈ ગયાં.

તે જ સમયે એક શીખ ગુરુ ગોવિન્દસિંહના કહેવાથી બાળકોને શોધતો શોધતો આવ્યો. ત્યાં એણે બાળકોને ચણી લીધાની વાત સાંભળી જો તે થોડોક વહેલો આવ્યો હોત તો તેમને બચાવી શકત. આથી તેને બહુ દુઃખ થયું. તે જ વખતે તે પોતાની તરવાર શરીરમાં મારી મરણ પામ્યો. ત્યાર પછી એક હિન્દુ ઘણા પૈસા લઈને હાંફતો હાંફતો બાળકોને છોડાવવા આવ્યો; પણ નિરાશ થઈ ગયો. પછી તે ગાંડો બન્યો. જ્યારે ગુજરી માતાએ છોકરાઓને ચણી લીધાની વાત જાણી કે તરત જ તે મરણ પામ્યાં. ધર્મને માટે દશ અને આઠ વરસના બાળકોએ દેહ છોડી નામ અમર કર્યું.

કેટલાક દિવસો પછી તે છોકરાઓના પિતા ગુરુ ગોવિન્દસિંહ જ્યારે સરહિન્દમાં થઈને જતા હતા ત્યારે જ્યાં બાળકોને ચણ્યા હતા ત્યાં એક બાજુ તે આરામ લેવા બેઠા. પછી એક છોડ ઉપાડી શીખોને કહ્યું કે "હવે મોગલાઈ રાજનો નાશ થઈ જશે. આથી જે કોઈ શીખ આ ઠેકાણે થઈને ગંગાસ્નાન કરવા જાય તેણે એકેક ઈંટ લઈ નદીમાં નાખવી." આજે પણ શીખો તે પ્રમાણે કરે છે.

卐

## અભ્યાસરેખા

(૧) ગંગુ ક્યાં રહેતો હતો? ગુજરી રાજમાતા અને તેના બાળકો તેને આશ્રયે શી રીતે આવી પડ્યાં? ગંગુએ તેમની જોડે શી લુચ્ચાઈ કરી?

(૨) બાળકો કોટવાલને હાથે શી રીતે ચઢ્યા? કોટવાલે તેમના આગળ શી શરત મૂકી? બાળકોએ શો જવાબ આપ્યો?

(૩) નવાબ શા માટે બાળકો જોડે ગુસ્સે થઈ ગયો? તેણે શો હુકમ કાઢ્યો? પઠાણોએ શો જવાબ આપ્યો?

(૪) નવાબ બાળકોને મારી નાખવાનો ફરી નિશ્ચય કેમ કરે છે?

(૫) બાળકોને શી રીતે મારી નાખવામાં આવે છે? બાળકનાં મરણથી બીજાં કોનાં મૃત્યુ થાય છે? કોને કોને માઠી અસર થાય છે?

(૬) એ બાળકોની યાદગીરી હજી પણ શી રીતે કાયમ રહી છે?

(૭) બાળકોની શૂરવીરતા બતાવનારાં વાક્યો શોધી લખો.

(૮) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરી અર્થ સમજાવો:

(૧) ઘેરો ઘાલવો (૨) તકતક તાકી રહેવું (૩) સાપનાં બચ્ચાંને ઉછેરવાં (૪) કોચી ખાવું

(૯) આ આખી વાત તમે નજરે જોઈ હોય એવી રીતે સંવાદમાં લખો.

卐

[ ૨૨ ]

# જે જાયું તે જાય

| અવિનાશ | ઘાટ | ખપ્પર | રગડમલ |
|---|---|---|---|
| વણસવું | મલપતું | પરઠે | પ્રતિદિવસ |

( દોહરા )

જે ઊગ્યું તે આથમે, ફૂલ્યું તે કરમાય;
એહ નિયમ અવિનાશનો, જે જાયું તે જાય.

અરે અબુધ ઓ આદમી ! મનમાં શું મલકાય;
ઘાટ થશે શો ઘડી પછી, જે જાયું તે જાય.

ધ્રુજાવતા ધમધમ ધરા, પડતાં જેના પાય;
એવા નર ઊપડી ગયા, જે જાયું તે જાય.

ફૂંકે પરવત ફાડતા, કઠણ વજ્ર સમ કાય;
ખાધા કાળે ખપ્પરમાં, જે જાયું તે જાય.

રાવણ સરખા રગડમલ, બળીઆ બળી સમ રાય;
કાળે તેને કૂટીઆ, જે જાયું તે જાય.

ભોજ સુવિક્રમ ભૂપતિ, ગ્રંથે ગુણ ગવાય;
કાયમ એ કથને રહ્યા, જે જાયું તે જાય.

પરપોટો જેમ પાણીનો, કાચ કળશવત કાય;
વાર ન લાગે વણસતાં, જે જાયું તે જાય.

અરધી આવરદા ગઈ, હૈયે ન ધરી હાય;
પછી થકી પસ્તૈશ તું, જે જાયું તે જાય.

તર્યું તેહ બૂડે ખચિત, ભર્યું તેહ ઠલવાય;
ક્યાં ભરૂંસો કાલનો, જે જાયું તે જાય.

મરણ ફરે છે મલપતું, પરઠે જ્યાં તું પાય;
કરે ન તોય વિચાર કયમ, જે જાયું તે જાય.

પ્રતિ દિવસ તું પેખી લે, વાયુ મૃત્યુનો વાય;
ભુલાખી તુજ બળ કેટલું, જે જાયું તે જાય.



## અભ્યાસરેખા

(૧) આ કવિતામાં ભુલાખીરામ શું સાબિત કરવા માગે છે?

(૨) કવિ કયો ઈશ્વરી નિયમ નક્કી કરે છે? એ નિયમ બતાવતી લીટીઓ બતાવો.

(૩) 'જે જાયું તે જાય' એ સત્ય હકીકત સાબિત કરવા કવિ કોના કોના દાખલા આપે છે? એ દૃષ્ટાંતો જ શા માટે પસંદ કર્યાં હશે?

(૪) કવિ મનુષ્યને શી શિખામણ આપે છે? શા માટે એવી શિખામણ આપતા હશે?

(૫) કવિ આપણા શરીરને શેની જોડે સરખાવે છે? એ સરખામણીનો શો હેતુ છે?

(૬) મરણ હમેશાં આપણી પાછળ શા માટે ફરતું હશે? એ શા માટે હરખાતું હશે?

(૭) કવિ માનવીને 'અબુધ' શા માટે કહે છે?

(૮) કાળનું ખપ્પર તે શું ? એ ખપ્પર શી રીતે ભરાતું હશે ?

(૯) નીચેના શબ્દપ્રયોગોનો ઉપયોગ કરી અર્થ કરો :

(૧) ધાડ થવા

(૨) ઊપડી જવું

(૩) ગ્રંથે ગુણુ ગવાવા

(૪) કથને કાયમ રહેવું

(૫) હૈયે હાય ધરવી

(૧૦) તમારા કોઈ પરમ મિત્રના પિતાનાં મરણુ પ્રસંગે તેને આશ્વાસન આપતો એક પત્ર લખો. તેમાં 'મનુષ્ય મરણાધીન છે' અને 'જે જાયું તે જાય' એ હકીકતો તમારા શબ્દોમાં અસરકારક બને એવી રીતે રજૂ કરો.



# સ્વચ્છતા

જુલફાં સૂગ રજોટાતો નિરન્તર છારી
દાદર સ્ફૂર્તિ અવાળુ

નાકમાથી લીંટ વહેતું હોય, હાથ ને પગ પર મેલ બાઝેલો હોય, કપડાંલત્તાં ફાટેલાં ને ગંદા હોય, આંખમાં ચીપડાં ભર્યાં હોય ને વાળનાં જુલફાં ઊડતાં હોય, એવા ગંદા છોકરાને જોઈ તમને શું સૂગ નથી આવતી? આંગણામાં ગંદવાડ ગંધાતો હોય, ઘરમાં ગમે ત્યાં નીચેઊંચે વસ્તુઓ રઝળતી હોય, ઊંચે જાળાં બાઝેલાં હોય, વાસણકુસણ કટાઈ ગયાં હોય ને કચરામાં સરસામાન રઝળતો હોય એવા ઘરમાં રહેવાનું શું તમને મન થશે કે? છી: અસ્વચ્છતા તે કોને ગમે? આવું આવું જોઈને મારું માથું જ ફરી જાય. હું તો એવા ગંદા છોકરાની પડખે પણ કદી ન રહું અને એવા ગંદા ઘરની પડોશમાં પણ કદી ન જાઉં. "બધાં માણસો આપણને કેમ ચાહે"–એમ જો કોઈ મને પૂછે તો હું તો એટલું જ કહું કે "સ્વચ્છતાથી". જો તમે અતિ સ્વચ્છ રહેશો, તમારી વસ્તુઓ, કપડાં ને ઘર સ્વચ્છ રાખશો તો અવશ્ય તમે બધાંને વહાલા લાગશો. તમારે તેવા થવું છે? તો મારી પાસે આવો, હું જે કહું તે ધ્યાન દઈ સાંભળો અને પછી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરો.

પહેલાં તો શરીર કેમ સ્વચ્છ રાખવું તે હું તમને કહીશ. સવારના પહોરમાં ઊઠતાં જ પહેલું કામ મળમૂત્રને ત્યાગ કરવાનું કરવું. પછી માટી વતી હાથ પગ બરાબર સાફ કરી દાતણ કરવા બેસવું. કોઈ પણ દિવસ દાતણ કર્યા વગરનો ન જવો જોઈએ. બાવળનું લીલું દાતણ સૌથી સારું ગણાય છે. તેના નરમ કૂચાથી દાંત બરાબર સાફ થઈ શકે છે, તથા તેની ચીર વતી જીભ પરનો સઘળો મેલ ઉતારી શકાય છે. દાતણ નહિ કરવાથી કે અધૂરું કરવાથી દાંત પીળા પડી જાય છે, અવાળુમાં સડો પેસે છે, જીભ પર મેલ જામી જાય છે, ને મોંમાંથી દુર્ગંધ નીકળે છે. માટે અમુક અમુક મુદ્દતે મીઠું કે એવા બીજા ક્ષારથી મોં બરાબર સાફ કરવું. દાંત ને જીભ સાફ કર્યા પછી પાણી વતી આંખ, નાક વગેરે બરાબર ધોવાં. આંખો મીંચીને તેના પર ઠંડુ પાણી છાંટવાથી આંખ સારી રહે છે.

દાતણ-પાણી કર્યા પછી સ્વચ્છ પાણીએ નહાવું જોઈએ તેની તમને ખબર છે? આપણા શરીરમાંથી નિરન્તર પરસેવા રૂપે મેલ નીકળ્યા કરે છે. આ પરસેવામાંનો પ્રવાહી પદાર્થ ચામડી પર બાઝી રહે છે. પાણીમાં મીઠું ઓગાળીને પછી તે પાણીને ગરમ કરીએ તો સ્વચ્છ પાણી વરાળ થઈને ઊડી જાય છે ને મીઠાનો ભૂકો પાછળ પડ્યો રહે છે. તે જ પ્રમાણે પરસેવામાંનું પાણી ઊડી જાય છે ને મેલ ચામડી પર જામી રહે છે. ઉનાળામાં ઘણાંક ગંદાં છોકરાંના ગળા ને છાતી પર ધોળી છારી લાગેલી તમે જોઈ હશે તે પરસેવાનો મેલ જ છે. આવા

મેલથી આપણી ચામડીમાંનાં છિદ્રો પૂરાઈ જાય છે. ચામડીમાં અતિશય ઝીણાં છિદ્રો છે. એક રૂપિયો મૂકીએ તેટલી જગ્યામાં આશરે ૩૬૦૦ જેટલાં ઝીણાં છિદ્રો છે. આ છિદ્રોમાંથી જ પરસેવો બહાર આવે છે. હવે જો તે છિદ્રો મેલથી પૂરાઈ જાય તો પછી પરસેવો બહાર આવી શકતો નથી ને ચામડી કોવા માંડે છે ને તેથી દાદર, ગૂમડાં, ખસ વગેરે ચામડીના રોગ પેદા થાય છે તથા શરીર દુર્ગંધ મારે છે. પણ નહાવાથી બધો મેલ સાફ થઈ જાય છે ને તેથી ચામડી ઘણી સ્વચ્છ રહે છે.

ઠંડા પાણી કરતાં ગરમ પાણીમાં મેલ ઓગળાવવાનો વધારે ગુણ છે; તેથી ગરમ પાણી વડે આપણું શરીર વધારે સ્વચ્છ થાય છે. તો પણ માથા પર તો હમેશાં ઠંડા પાણીથી જ નહાવું. ગરમ પાણીથી મગજ પર ખરાબ અસર થાય છે. નહાતી વખતે શરીર ખૂબ ચોળવું. શરીર પલળ્યું એટલે નહાઈ રહ્યા એમ કદી ધારવું નહિ. શરીરનો મેલ જ્યાં સુધી સાફ ન થાય ત્યાં સુધી નહાવું નકામું છે.

નહાવાથી જેમ શરીરનો મેલ નાશ પામે છે, તેમ થાક ઊતરી જાય છે, અને શરીરમાં કંઈ સ્ફૂર્તિ આવે છે. નહાવાનો સૌથી સરસ સમય સવારનો જ છે. પણ ઉનાળામાં પરસેવો ઘણો વળે છે માટે દિવસ નમતે નહાવાથી તે ધોવાઈ જાય છે. તો પણ એટલું તો ખાસ યાદ રાખવું કે જમ્યા પછી તરત નહાવું નહિ.

નહાતી વખતે શરીરને પવનના ઝપાટા ન લાગે તેની સંભાળ રાખવી. પવનના ઝપાટામાં નહાવાથી શરીરની

ગરમી ઘટી જાય છે અને આપણને શરદી લાગુ પડે છે. નહાઈ ધોઈ રહ્યા પછી કોરા કપડા વતી શરીર લૂછીને કોરું કરી નાખવું કે જેથી સઘળો મેલ લૂછાઈ જાય. શરીરનો અમુક ભાગ ભીના રહી જવાથી અમુક મુદતે ત્યાં કોવાણુ ઉત્પન્ન થાય છે ને દાદર વગેરે થઈ આવે છે, માટે દરેક અવયવ બરાબર કોરા કરવા. નહાતી વખતે પાણી સ્વચ્છ વાપરવું. ગંદુ પાણી વાપરવાથી તો ઊલટો ચામડીને મેલ બાઝે છે.

આ પ્રમાણે ન્હાઈ રહ્યા પછી માથું કોરુ કરી નાખવું ને વાળ હોળી લેવા. લટિયાં ગમે તેમ ઊડ્યા કરે તેમ રાખવાથી કંઈ આપણે રૂપાળા લાગતા નથી. વાળમાં બીજે ત્રીજે દિવસે તેલ નાખવાની ટેવ રાખવી, કેમકે તેલની મગજ ઉપર ઘણી સારી અસર થાય છે. નહાયા પછી સ્વચ્છ કપડાં પહેરી પૂજાપાત્રી કરી પોતાનું લખવા વાંચવાનું કામ શરૂ કરવું. જો તમે હમેશાં આમ કરતા રહેશો તો તમારું શરીર સ્વચ્છ ને સુન્દર રહેશે તથા તમારી તન્દુરસ્તી પર તેની સારી અસર થશે.

હવે કપડાંલત્તાં તથા પાટીદફતર વગેરે કેવાં રાખવાં તે કહું છું. કપડાં ધોએલાં ને રીતસર પહેરવાથી આપણો દેખાવ સારો લાગે છે તથા શરીર જળવાય છે. શરીરનો પરસેવો હમેશાં કપડાંને લાગે છે ને જો તેને સાફ કરવામાં ન આવે તો તેનો પરસેવો પાછો ચામડીને અડકે છે અને અમુક મુદતે તે કપડું ગંધાઈ જઈ ચામડીને ગંદી અને કોય એવી કરી નાખે છે. માટે કપડાં ધોયલાં જ પહેરવાં. તે

જાડાં કે હલકાં હોય તેની હરકત નહિ; પણ સ્વચ્છ તો હોવાં જ જોઈએ.

તમારું દફતર પણ સ્વચ્છ રાખી તેમાંની દરેક ચોપડી પર પૂઠાં ચડાવેલાં હોવાં જોઈએ. ચોપડી ફાટી જઈ તેનાં પાનાં ગમે તેમ રઝળતાં રહે એમ કદી ન થવું જોઈએ. કેટલાકની ચોપડીમાં ઘણા ડાઘા પડેલા હોય છે. આ ડાઘા હાથનાં આંગળાનાં પડે છે. માટે તમારા હાથ સ્વચ્છ રાખો. દફતરમાં પોતાનાં કામની ચોપડીઓ સિવાય કંઈ પણ નકામો કચરો રાખવો નહિ. વળી સ્લેટ અઠવાડીઆમાં એકાદ વાર કોલસાથી સાફ કરવી, જેથી તે સ્વચ્છ સારા અક્ષર લખાય તેવી રહેશે.

કૉપીબૂક લખતી વખતે તમારા હાથ ન બગડે તેવી રીતે કલમ પકડો ને ખડિયામાં બોળો. લખતાં લખતાં કદાચ આંગળાં ખરડાય તો લખી રહ્યા પછી તરત હાથ ધોઈ નાખો. ઘણાં છોકરાં આવા ખરડાયેલા હાથ પોતાનાં કપડાંએ લૂછી નાખે છે. આથી કપડાં મેલાં થાય છે તથા ચોપડીમાં ડાઘા પડે છે. ખાસ યાદ રાખો કે આપણા હાથ, પગ, નાક, મોં વગેરે ગંદાં હોય તો જ આપણાં કપડાં ચોપડી વગેરે ગંદાં થાય છે.

નિશાળમાં ફક્ત તમારું જ દફતર સ્વચ્છ રાખીને બેસી રહેવાથી કંઈ તમે ચોકખા છો એમ ઠરતું નથી. બીજી ઘણી બાબતો તમારે ધ્યાનમાં રાખવાની છે. નિશાળમાં દાખલ થતાં જ તમારા પગ ગંદા હોય તો તે ધોઈને કે લૂછીને પછી જ ઓરડામાં પેસો. પછી નક્કી

કરેલી જગ્યા ઉપર જ તમારા જોડા ને છત્રી મૂકી તમારી જગ્યા પર દફતર હારબન્ધ મૂકો. નિશાળની દીવાલ પર કદી પણ તમારા ગંદા હાથ અડકાડતા નહિ; તેમ જ લખતી વખતે સાહીના છાંટા ઉરાડતા નહિ. કદી પણ થૂકતા કે લીંટ ફેંકતા નહિ. એમ નહિ ધારવું કે આપણી એકની બેદરકારીથી નિશાળ ન બગડી જાય. જો દરેક છોકરો એમ માની બેદરકાર રહે તો તો થોડાક દિવસમાં જ આખી નિશાળ ગંદી થઈ જાય. નકશો બતાવતી વખતે તમારાં આંગળાં છેટા રાખજો. ભીંત પર કે બાસટી પર પેનસીલના કે બીજા કશાના લીટા કરશો નહિ અને જેમ બને તેમ જાતે સ્વચ્છ રહી બીજાને સ્વચ્છ રાખવા પ્રયત્ન કરજો.

જેમ નિશાળમાં સ્વચ્છ રહો તેમ ઘરમાં પણ રહો, ને ઘરના સરંસામાનમાં સ્વચ્છતા રાખવા તમારાં માબાપને મદદ આપો. ઘરની પ્રત્યેક વસ્તુ હમેશાં ઝાપટો, દીવાલ પર જાળાં બાઝવા ન દો. ઘરની દરેક વસ્તુને તેને નીમેલે સ્થળે જ મૂકો. વાસણકુસણ માંજીને સાફ રાખો. અનાજ સ્વચ્છ રાખો ને બીજેત્રીજે દિવસે તે સંભાળતા રહો. પાણીનાં વાસણ બહારથી તેમ અન્દરથી તદ્દન ચોકખાં રાખો. તમારી સૂવાની પથારી સૂકી ને ધોયેલી રખાવો. તમારાં ઘરનાં કપડાં ને બહારનાં કપડાં જુદાં જુદાં તથા ધોયેલાં રાખો. વળી જેમ તમે ચોકખા રહો તેમ તમારા પાડોશીને ચોકખા રખાવો; કેમકે પાડોશીના ઘરમાંના ચાંચડ, માકણ, વીંછીકછી તમને પણ કરડશે એ ભૂલવાનું નથી.

સ્વચ્છતાથી તમારું મન ઘણું જ આનન્દમાં રહેશે; તમારી તન્દુરસ્તી સારી રહેશે; ચામડીના રોગ તો કદી પણ નહિ થાય; તમારે ત્યાં આવવાનું સઘળાને મન થશે ને તમે બધાને વહાલા લાગશો.

તમે પક્ષીના માળા જોયા છે? અન્દરથી તે કેવા સ્વચ્છ હોય છે? દોરી પર માખી બેઠી બેઠી શું કરે છે તે તમે નિહાળ્યું છે? તે પ્રતિક્ષણ પોતાના પગ વતી શરીર પરનો મેલ ઉતાર્યા કરે છે; તેમ પક્ષીઓ પણ પોતાનાં ચાંચ ને પગ વતી શરીરને સ્વચ્છ રાખે છે. કુદરતને અસ્વચ્છતા ગમતી જ નથી તો પછી આપણે શા માટે અસ્વચ્છ રહેવું? શું આપણને સ્વચ્છ રહેવાનો પ્રયત્ન કરવા હાથપગ નથી? જે માણસ છતે હાથેપગે ગંદો રહે છે તે કુદરતનો ગુનેગાર છે. કુદરત તેને શિક્ષા કરે છે જ. માટે મારા વ્હાલા મિત્રો, ચોક્ખા રહેવાનો યત્ન કરો.

## અભ્યાસરેખા

(૧) બધા આપણને ચાહે એવું આપણે ઇચ્છીએ તો આપણે શું કરવું જોઈએ?

(૨) શરીર સ્વચ્છ રાખવા લેખક આપણને કઈ કઈ બાબતની સંભાળ રાખવા કહે છે?

(૩) નિશાળમાં કઈ બાબતની સ્વચ્છતા આપણે રાખવી જોઈએ?

(૪) આપણા ઘરમાં શી બાબતમાં સ્વચ્છતા રાખવા લેખક આપણને કહે છે?

(૫) પક્ષીઓ સ્વચ્છ રહે છે કે નહિ? એક દાખલો આપો. પક્ષીઓ આપણને શું શીખવે છે?

(૬) લેખક ઊના અને ઠંડા પાણીના કયા કયા ગુણદોષ બતાવે છે?

(૭) ચામડીના કયા દર્દો લેખક ગણાવે છે? એ શી રીતે થાય છે?

(૮) સ્વચ્છતાથી આપણને કયા કયા ફાયદા થાય છે તે એક પછી એક ગણાવો.

(૯) લેખક 'કુદરતનો ગુનેગાર' કોને ગણે છે? એ ગુના કયા? તે બદલ શી શિક્ષા થાય છે?



# માટે ચાહું હું

| | | |
|---|---|---|
| ઉદ્દેશ | અકલિત | આવેશ |
| પ્રબળ | તરંગો | આત્મવિકાસ |

( માઢ )

"શાને ચાહે ?" "શાને ચાહે ?" પૂછ્યાં કરતાં શું ?
નવ રહેવાયે-નવ રહેવાયે, માટે ચાહું હું.—શાને ?

"શાને ચાહું ?" ના પૂછ્યું, ના સમજ્યું ઉદ્દેશ,
અકલિત કો શક્તિ તણા અવશ કરે આવેશ.—શાને ?

આત્માના ઊંડાણથી થતો પ્રબળ પોકાર,
"ચાહું" "ચાહું" થઈ જતું, ચાહું બની લાચાર.—શાને ?

સ્નેહ તરંગો ઊછળે, સ્નેહ પૂર રેલાય,
ભરતીના ભરભર જળે ઉર તણાયું જાય.—શાને ?

સ્નેહ જ ભૂખ આત્મા તણી, શાને કરું ઉપવાસ ?
સ્નેહ જ મારું શરણ છે, સ્નેહ જ આત્મવિકાસ.—શાને ?

卐

## અભ્યાસરેખા

(૧) કવિને શો પ્રશ્ન પૂછવામાં આવે છે?

(૨) એ પ્રશ્નનો કવિ શો ઉત્તર આપે છે?

(૩) કવિનાં હૃદયમાં સ્નેહ શી રીતે ઉત્પન્ન થાય છે? એ લાગણી કવિ કેમ રોકી શકતા નથી?

(૪) કવિ શાનો 'ઉપવાસ' નથી કરવા ઇચ્છતા? શા માટે?

(૫) પરસ્પર સ્નેહથી શો ફાયદો થાય?

(૬) 'ચાહવાનું' કારણ જાણવા કવિએ શા માટે કદી પ્રયત્ન કર્યો નહિ હોય?

(૭) નીચેના વિષયો ઉપર તમારો અનુભવ જણાવો:

(૧) પ્રભુની ઇચ્છા સિવાય પ્રેમ અશક્ય છે.

(૨) હૃદય હૃદયને પિછાને છે.

(૮) તમારા પરમ મિત્ર જોડે તમારે 'કેવા સંજોગમાં સ્નેહ બંધાયો' એ બાબતનો ખુલાસાવાર પત્ર તમારા બીજા મિત્રને લખો.

卐

[૨૫]

# મૂછનો મોહ

નિરીક્ષણ અનુયાયી માર્મિક પ્રથા સહાધ્યાયી
નવાજિશ મન્થન કૃતનિશ્ચય દિનચર્યા રોમશત્રુ
શસ્ત્રોપચાર વાત્સલ્યભાવ મોભો શેષશાયી તત્ત્વચિંતક

'મૂછ કેવી રાખવી?' એ પ્રશ્ન લાંબા સમયથી મારા મગજને ગૂંચવી રહ્યો હતો. જેમ જેમ હું વયમાં વધવા લાગ્યો તેમ તેમ એ ગૂંચ વધુ ને વધુ વિકટ બનવા લાગી. અનેક વ્યક્તિઓની અનેક પ્રકારની મૂછ જોવાની અને નિરીક્ષણ કરવાની તક મને મળી હતી. છેક જૂના જમાનાથી શરૂ કરી છેલ્લી ઢબના મૂછવિહોણાં મોં પણ જોવાનો પ્રસંગ મને મળ્યો હતો. છતાં સમય આવતાં મારે કયો માર્ગ અનુસરવો અને કયા પંથના અનુયાયી થવું એ હું નક્કી કરી શક્યો નહિ.

વાતવાતમાં વખત વીતવા માંડ્યો; માળી કે ખેડૂતની મદદ સિવાય પણ મૂછનો વિકાસ થવા લાગ્યો. સાથે મારી અધીરાઈ પણ વધવા લાગી. આપણા સ્વતંત્ર સમાજમાં મૂછ સાથે લેવાતી છૂટની પ્રથાને અનુસરવામાં હું ઢીલ કરીશ તો મારા સહાધ્યાયીઓ મને સત્તરમી સદીનો ગણશે એવી બીકથી નિશ્ચય કરવા હું આકળો બન્યો. એક

એ રાત્રિના અવિરત મનન અને મન્થનને પરિણામે હું કૃતનિશ્ચય થયો.

સવારમાં ઊઠતાં વેંત જ અમારા કુટુંબમાં માનીતા બનેલા મીઠાભાઈનાં દર્શન થતાં જ મારા મગજમાં ધમાચકડી ચાલી રહી. મારો વારો આવતાં ભલભલાને પણ નમસ્કાર કરાવે એવા રોમશત્રુના હાથમાં મારું માથું સોંપાયું; એમનું શસ્ત્ર સપાટાબંધ ચારે બાજુ ફરવા લાગ્યું અને હું મૂછના મૂળ સ્વરૂપમાં ફેરફાર કરવા સૂચનાં આપવા જેટલી હિંમત એકઠી કરી રહ્યો હતો ત્યાં તો મીઠાભાઈના મધુર સ્વરે મને જાહેર કર્યું કે મનનો સંકલ્પ અમલમાં મૂકવાનો અવસર અચૂક આવી પૂગ્યો છે.

"જુઓને, મીઠાભાઈ, આ મૂછના છેડા જરા અંદરથી લો, અને આગળથી સહેજ કાતર ચલાવો," આંગળી વડે મૂછ પર હાથ ફેરવતાં મેં કહ્યું.

લાંબા સમયના પરિચયથી પોતાને મુરબ્બી માની બેઠેલા મીઠાકાકાનું મોં મારી મનોદશાથી જરા તિરસ્કારમાં મરડાયું. પછી વદન પર સ્મિત ફરક્યું. પણ હું તો મીઠાકાકા શસ્ત્રોપચાર ક્યારે શરૂ કરે એની અધીરાઈથી રાહ જોઈ રહ્યો હતો. આખરે કામ પૂરું કરી 'હવે તમે ખરા સુધર્યા!' એમ ટકોર કરી મીઠાકાકા સેલૂન સમેટી ચાલતા થયા.

સ્નાન સંધ્યાથી પરવારી હું ઓફીસે જવા નીકળ્યો. રસ્તામાં શેરીના વૃદ્ધ ડોશીમા શકુને સામા મળ્યા. એમને તો જૂની આંખે નવો તમાસો જોવો રહ્યો. મોં મરડી, નાક

ફુલાવી ડોશી બોલ્યા : "દીકરા, હવે સ્વર્ગ કેટલે રહ્યું ? મરદો આખી મૂછ રાખે, ભવાનીભકતો-સમૂળગી મૂંડાવે, પણ આ અડધી મૂછનો માનવી કેવો લાગે ?" વૃદ્ધ માજીનો મોભો શેરીમાં ત્રાસ વર્તાવતો ન હોત તો મારાથી શું ન કહેવાયું હોત ? એમનાં જીર્ણનેત્રને વધુ ત્રાસ ન આપતાં હું નિરુત્તર રહી આગળ ચાલ્યો. તે દિવસે તો હું શેરીનો, ઓફીસનો અને આંગણામાં રમતા અસભ્ય બાળકોની ચર્ચાનો મુખ્ય વિષય બન્યો. મારી અંગત બાબતમાં આવી દખલગીરીથી હું અકળાયો, ગુસ્સે થયો. થોડા વખતમાં બધું ઠીક થઈ જશે ધારી શાંત રહ્યો.

ઉતાવળે થયલો સંકલ્પ વધુ વખત ટકે ખરો ? થોડા જ સમયમાં એ સ્થિતિ મને અસહ્ય લાગી. સમાજના અભિપ્રાયે કંઈક અસર કરી; મને પણ એકની એક સ્થિતિનો મોહ ઊતરી ગયો. વિવિધતા કુદરતને પણ ગમે. સાક્ષાત્ વિષ્ણુ ભગવાનને પણ વૈકુંઠમાં કંટાળો આવે એટલે સમુદ્રમાં જઈ શેષશાયી બને. હું પણ એક જ પ્રકારની મૂછથી કંટાળું એમાં શી નવાઈ ? પરંતુ એક વખતના કડવા અનુભવ પછી મને જાહેર હિંમતનો અભાવ જણાવા લાગ્યો.

દૂર દૂરના સગામાં એક ડોસા મરણ પામ્યાના સમાચાર મને મળતાં મારો સંકલ્પ સબળ થયો. સાક્ષાત્ પ્રભુ જ મને સાનુકૂળતા કરી આપતો હતો. આ પ્રસંગે મીઠાકાકાને તસ્દી નહિ આપતાં કોઈ અજાણ્યા કારીગરને આવકાર આપી સૂતકમાં માત્ર મૂછને જ અર્પણ દીધી. સમાજમાં મારા જેવા અનેક આશાભર્યા ઊગતા યુવાનોને

સૂતક આમ આશીર્વાદરૂપ બનતું હશે એવી કલ્પના પણ મને આજ સુધી નહોતી. આપણા રાજકર્તાનું અનુકરણ કરવામાં રાજભક્તિ આદર્યાનો આનંદ મને થયો. મારા મોંની કોમળતા મને વધતી જણાઈ; હું કંઈક મોટો બન્યો છું એવું મને લાગવા માંડ્યું.

પરંતુ જગબત્રીસીએ ચઢેલો માનવી પોતાનું સ્થાન ક્યાં સુધી જાળવી શકશે? નવરાઓને હવે નવો વિષય મળ્યો. આગળના અનુભવો અવનવી રીતે અનુભવાયા, ડોશીમાનો ડાટ વાળતો શબ્દપ્રવાહ, મીઠાકાકાના માર્મિક મંત્રો, મિત્રોની મીઠી મશ્કરી અને બેવકૂફ બાળકોના વિચિત્ર ઈલિકાબની નવાજિશ દિનપ્રતિદિન વધવાં લાગ્યાં.

'કેમ ભાઈ કોણ ગુજરી ગયું?' એવા ઓળખીતાઓના આગ્રહભર્યા પ્રશ્નને પહોંચી વળવાનો લૂલો બચાવ તો મારી પાસે હતો. પરંતુ 'આટલા બધા દૂરના સગાનું સૂતક તમને ક્યાં નડ્યું?' એવી વ્યવહારકુશળતાની ઊલટતપાસ અકળાવવા લાગી. સમોવડીઆ સજ્જનો તો સભ્યતાનો પડદો રાખે એમ હતું જ નહિ. 'કેમ ભાઈ, પિતાનું ઋણ અદા કરવાનો આજે અવકાશ મળ્યો કે શું?' આવો સ્મિતથી શરૂ થતો સવાલ એક મિત્રે અનેકની રૂબરૂમાં કર્યો. મારા પિતાના મૃત્યુ વખતે હું નાનો હતો એ મને સાંભર્યું.

સમય જતાં મૂછનો ખર્ચ ખીસાને આકરો લાગ્યો. કોઈ દિવસ વખતના અભાવે દિનચર્યાનો આ પ્રારંભ મુલતવી રહે તો સમાજમાં અસભ્ય દેખાવાનો ખ્યાલ મને મૂંઝવવા લાગ્યો. ચામડીને નફ્ફટ બનાવતા અને

વાળને હઠીલાઈ શીખવતા મનને ખેદ થવા લાગ્યો. આર્યાવર્તના ભૂખથી પીડાતા હજામોની દયા આવવા લાગી. આખરે મારા પિતાના અસલના આશ્રિત આંશિયા ખેડૂતની મુલાકાતે તો મન્થન કરાવ્યું.

'કેમ ભાઈ, મૂછ શું કરવા કાઢી?' વૃદ્ધ ડોસાએ વાત્સલ્યભાવે પ્રશ્ન કર્યો.

હસીને હું મૂગો રહ્યો.

'ભાઈ, પરમેશ્વરે શું કરવા મૂછ આપી હશે?' તેણે આગળ ચલાવ્યું, 'આજકાલના અંગ્રેજી ભણેલા આમ શું કરવા કરતા હશે?'

'હોય, આંશિયા, એ તો દેશ તેવો વેશ રાખવો પડે.' એમ કહી વાત પર પડદો પાડવાનો મારો પ્રયત્ન સફળ ન થયો. આંશિયો આમ અંજાય એમ નહોતો. મને શિખામણ આપવાની તેની ફરજ તે વિસરે એમ પણ નહોતું.

"પેલો મકનો ઢેડો કાલે બસરે જઈ આવ્યો તે પણ મૂછ કાઢી નાખે છે; પરમ દા'ડે એક સંન્યાસી મળ્યો તેણે પણ મૂછ મૂંડાવેલી. ત્યારે તમારામાં અને તેઓમાં શો ફેર? અમે તો ભાઈ જાણીએ કે 'મરદ મૂછાળો અને બળદ પૂછાળો!' પછી તો ભાઈ તમને લાગે એ સાચું!"

આંશિયો તો રામરામ કરી ગયો પણ એના શબ્દો અજબ રીતે મારા મગજમાં પડઘા પાડવા લાગ્યા. તત્ત્વ-ચિંતકની માફક વસ્તુની બન્ને બાજુ તપાસવાની તક મને મળી.

કોઈ પણ સ્થિતિ કે સ્વરૂપ એક સરખી રીતે ટકતું નથી. ટકે તો કુદરતની દુર્જય સત્તા કોણ સ્વીકારે? ચઢતી પડતીના ગૂઢ ચમત્કાર અને દુનિયામાં થતા વિરાટ ફેરફારો ન બને તો માનવીને અંકુશ રહે નહિ. મારી સ્થિતિ પણ પલટી. મૂંછ મૂંડાવવા કે મૂંડવાનો મોહ છોડી દીધો, અને વર્ષોથી ચાલુ થયેલી રૂઢિની ઘરેડમાં પ્રયાણ કર્યું. મારું મોં મને હવે ભવ્ય લાગવા માંડયું. મારી છાપ મને વધુ અસરકારક લાગવા માંડી અને સમાજના 'વિચિત્ર પ્રાણી' સામે આંગળી ચીંધાતી બંધ થવા લાગી.

આમ કંઈક શાંતિ મળવા છતાં જૂના અને જાણીતા ટીકાકારોના વલણમાં કશો ફેર નહોતો. તેમણે તો બુદ્ધિનો ઇજારો રાખ્યો હતો. તેમનાં ફળદ્રુપ મગજમાંથી નવા નવા કિસ્સા નીકળ્યે જતાં. સાત પૂછડીઆ ઊંદરવાળી બોધવાર્તાનું પારાયણ મારે કાને વારંવાર અથડાતું. પરંતુ સ્થિતિસ્થાપક બન્યા પછી હવે મારા જીવનમાં અખતરાને અવકાશ નહોતો.



## અભ્યાસરેખા

(૧) લેખકને કયો પ્રશ્ન ગૂંચવતો હતો? એ ગૂંચનો પ્રથમ નિકાલ લેખક શી રીતે લાવ્યા?

(૨) લેખકનો મીઠાકાકા સાથેના પ્રસંગનો અનુભવ જણાવો. મીઠાને 'કાકા' શા માટે કહેતા હતા?

(૩) ઓફીસે જતા લેખકને કોણ સામા મળ્યા? ત્યાં શું બન્યું? લેખક શા માટે બોલ્યા નહિ હોય?

(૪) લેખકે પોતાનો પ્રથમ સંકલ્પ શા કારણે છોડ્યો હશે? હવે શો નિશ્ચય કર્યો? એ નિશ્ચય અમલમાં મૂકતાં શો વાંધો હતો?

(૫) લેખકે 'અજાણ્યા કારીગર'ને શા માટે બોલાવ્યો? મીઠાકાકાને શા માટે બોલાવ્યા નહિ?

(૬) બીજો સંકલ્પ અમલમાં મૂકતાં લેખકને શો અનુભવ થયો? એ સંકલ્પ શા માટે પડતો મૂક્યો?

(૭) આંશિયાની સાથે લેખકને શી વાત થઈ? એ પ્રસંગની લેખક ઉપર શી અસર થઈ હશે?

(૮) લેખકે છેલ્લો સંકલ્પ શા માટે કર્યો? એ પછી પણ કેવો અનુભવ થયો?

(૯) નીચેનાં વાક્યો પૂર્વાપર સંબંધ આપી સમજાવો:

(૧) 'વૃદ્ધ માજીનો મોભો શેરીમાં ત્રાસ ન વર્તાવતો હોત તો મારાથી શું ન કહેવાયું હોત?'

(૨) 'મારા પિતાના મૃત્યુ વખતે હું નાનો હતો એ મને સાંભર્યું.'

(૩) 'મરદ મૂછાળો ને બળદ પૂછાળો.'

(૧૦) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:

(૧) ધમાચકડી ચાલવી

(૨) ટકોર કરવી

(૩) જગબત્રીસીએ ચઢવું

(૪) પડદો પડવો

(૫) પડઘા પાડવા

(૧૧) મૂછ સાથે લેવાતી છૂટથી મૂછ કંટાળી જઈ પોતાની ફરિયાદ પોતાના શબ્દોમાં કહેતી હોય એવી રીતે 'મૂછની આત્મકથા' લખો.

(૧૨) 'મૂછ કેવી રાખવી?' એ બાબતમાં તમારો અભિપ્રાય જણાવો. એવો અભિપ્રાય બાંધવાનાં કારણો આપો.

卐

# નામ વિષે

| | | | | |
|---|---|---|---|---|
| ઉવાણે | રણછોડ | કલ્યાણ | અવિચળ | અજરામર |
| કથીર | મંગળ | ખુશાલ | પનોતીઓ | ન્યાલ |
| દૂષણ | ભૂષણ | કૂડ | કાસદું | જોઈતા |

( છપ્પા )

ધનજી ઉવાણે પાય, ભૂપ ભીખંતો દીઠો,
શૂરો ન્હાસી જાય, બોલતો કડવું મીઠો;
વ્યાજ ભરે રણછોડ, કામ કલ્યાણ જ કરતો,
અવિચળ ચળ્યા અપાર, દીઠો અજરામર મરતો.

મણિ હીરો માણેક મોતીઓ, રતનીઓ કથીર દેખે નહિ;
કવિ શામળ કહે સંસારમાં, કારણ નામ રહ્યું કહીં.

દીઠા અમર મરંત, નાના કાંઈ દીઠા ઘરડાં,
નાગો પહેરે વસ્ત્ર, વાઘ સિંહ કૂતરે કરડ્યા;
પર્વત ફરે પરદેશ, દીઠો મંગળને દુઃખીઓ,
ખાય ઘણું સંતોક, કાસદું કરે છે સુખીઓ.

દીલ દયાળચંદ દયા નહિ, ખુશાલ કહી રોતો ફરે;
શામળ કહે નામ પનોતીઆ, કંઈ લાખો કુંવારા મરે.

કુબેર નામ કહેવાય, ખજાને દીઠા ખાલી,
કરે **ધર્મો** બહુ પાપ, **ન્યાલ** આવે ઘર ઘાલી;
**વ્હાલો** રાખે વેર, ઝેર જેવો તે **મીઠો**,
**જોગી** કરે વેપાર, **ભોગી** ભીખંતો દીઠો.

**ઘેલો** જાયે છેતરી, **બળીઓજી** હારી જશે;
**રૂડા** કંઈ ભૂંડા કહું, શામળ કહે નામે શું થશે.

**હાથી** નામ કહેવાય, બીએ ઊંદરને સાદે,
**સુરજ** કાળો હોય, **શ્યામળો** સુંદર ભાસે;
**રૂપો** હોય કરૂપ, **ભૂષણ**નાં દૂષણ ઝાઝાં,
**કૃપાલ** રાખે કૂડ, **ભૂપત** વજાડે વાજાં.

**હેમો** ન હેમ દેખે કદી, કલંક **નિર્મળ** શિર ચઢે;
ફોગટ ફરે કંઈ **જોઈતા**, શામળ નામને શું અડે.



## અભ્યાસરેખા

(૧) 'નામ' વિષે શામળભટ આપણને શું કહેવા માગે છે ?

(૨) શામળભટ કયાં કયાં નામોનાં દૃષ્ટાંત આપે છે ? બધાં નામોની યાદી કરો.

(૩) દરેક નામવાળામાં નામ પ્રમાણે ગુણ છે ? ત્યારે કેવા ગુણ છે તે તપાસો.

(૪) આ બધાં નામોનાં દૃષ્ટાંતો આપી કવિ શું સાબિત કરવા માગે છે વારુ ?

(૫) નીચેના દરેક નામમાં કયો ગુણ હોવો જોઈએ ?

| | | |
|---|---|---|
| (૧) રણછોડ | (૨) કલ્યાણ | (૩) અજરામર |
| (૪) પર્વત | (૫) મંગળ | (૬) ખુશાલ |
| (૭) પનોતીઓ | (૮) ન્યાલ | (૯) કૃપાલ |
| (૧૦) ભૂપત | (૧૧) નિર્મળ | (૧૨) જોઈતા |

(૬) નીચેના શબ્દપ્રયોગો વાકયમાં વાપરી અર્થ બતાવો :

(૧) વ્યાજ ભરવું
(૨) ઘર ઘાલવું
(૩) કૂડ રાખવું
(૪) કલંક ચઢવું
(૫) ફોગટ ફરવું

(૭) નીચેના વિષયો ઉપર તમારો અનુભવ લખો.

(૧) જેવાં નામ તેવા ગુણ.
(૨) ચળકે એટલું સોનું નહિ.



# મહાકવિ કાળિદાસ

| | | |
|---|---|---|
| નરરત્ન | વદન | બૃહસ્પતિ |
| મૌનવ્રત | સંકેત | ગાંગર્યું |
| પ્રસાદયુક્ત | અનુવાદ | ઉત્તરોત્તર |

માળવાના પ્રખ્યાત રાજા વિક્રમાદિત્ય. તેની રાજધાની ઉજ્જન નગરી હતી. તે રાજા પ્રતાપી, શૂરવીર અને વિદ્વાન હતો. તેના રાજ્યમાં વિદ્વાનોને સારું માન મળતું. આ રાજાના દરબારમાં નવ વિદ્વાન નરરત્નો હતાં. તેમાં કવિ કાળિદાસ સર્વથી શ્રેષ્ઠ ગણાતા.

કાળિદાસ સારસ્વત બ્રાહ્મણ હતા. તેમની જન્મભૂમિ કાશ્મિર હતી. પણ ઘણુંખરું તેઓ ઉજ્જનમાં જ રહેતા હતા. એવું કહેવાય છે કે આ કવિ નાનપણમાં કશું ભણ્યા ન હતા પરંતુ એક સ્ત્રીને કારણે તેને અમૂલ્ય વિદ્યા પ્રાપ્ત થઈ.

વાત એમ છે કે શરદાનંદ નામનો એક રાજા હતો. તેને વિદ્યુત્તમા નામની એક ડાહી અને વિદ્વાન પુત્રી હતી. તે કુંવરીએ એવું પણ લીધું કે "જે કોઈ મને શાસ્ત્રાર્થમાં હરાવે તેની સાથે હું વિવાહ કરીશ." આ કુંવરી રૂપ અને ગુણે પ્રસિદ્ધ હતી. આવી સુશીલ કન્યાને મેળવવા દૂર દૂરથી અનેક પંડિતોનાં ટોળેટોળાં તેની સાથે ચર્ચા કરવા આવતાં, પણ હારતાં અને નિરાશ વદને પાછાં ફરતાં. આથી

પંડિતો ગુસ્સે થયા અને સર્વેએ ભેગા મળી એવો નિશ્ચય કર્યો કે આ રાજપુત્રીનો વિવાહ કોઈ એવા મૂર્ખા સાથે કરાવવો કે જેથી જિંદગીભર રડ્યા જ કરે. આમ ધારી તેઓ બધા તેવા મૂર્ખાની શોધમાં નીકળ્યા.

થોડે દૂર ગયા ત્યાં તેમણે જોયું તો એક માણસ ઝાડ પર પોતે જે ડાળી પર બેઠો છે તે જ કાપે છે. તેને મોટો મૂરખ સમજી પંડિતોએ તેને માનથી નીચે બોલાવ્યો, અને કહ્યું: “ચાલ, અમારી સાથે. અમે તને એક ખૂબસુરત રાજકન્યા પરણાવીએ. પણ શરત એ કે તારે મૂંગા રહેવું. એક પણ શબ્દ મોઢેથી બોલવો નહિ. કંઈ પણ વાતચીત કરવી હોય તો માત્ર ઇસારાથી જ કરવી.

આમ સમજાવી તેને રાજાની સભામાં લઈ ગયા. પંડિતોએ આ મૂર્ખાને ઘણું માન આપી ઊંચા આસન પર બેસાડ્યો અને રાજકુંવરીને ખબર મોકલ્યા કે અમારા ગુરુ આવ્યા છે, જેઓ બૃહસ્પતિના જેવા વિદ્વાન છે. તેઓ તમારી સાથે વિવાહ કરવા આવ્યા છે માટે ચર્ચા કરવા પધારો. પરંતુ હાલ ઘણા દિવસથી તેઓ મૌનવ્રત પાળે છે તેથી જરા પણ બોલશે નહિ. તો તમે માત્ર સંકેત (ઇસારા) દ્વારા જ શાસ્ત્રચર્ચા કરશો.

રાજકુંવરીએ તે વાત કબૂલ કરી અને સભામાં આવી સામી બેઠી. પછી કુંવરીએ ‘ઈશ્વર એક છે’ એવું સમજાવવા એક આંગળી ઊંચી કરી બતાવી; પણ મૂર્ખો સમજ્યો કે આ તો મારી એક આંખ ફોડવા માગે છે તેથી હું તારા બંને ફોડીશ એવું બતાવવા મૂર્ખે બે

આંગળી બતાવી. રાજકુંવરી સમજી નહિ. પંડિતોએ તેનો ઘટતો અર્થ તારવી કાઢી કુંવરીને હરાવી. શરત મુજબ કુંવરી મૂર્ખા સાથે પરણી. રાત પડી. બંને એક રાજમહેલમાં સૂતાં હતાં એવામાં બહાર એક ઊંટ ગાંગર્યું. કુમારીએ પતિને પૂછયું: "આ કયું જાનવર છે?" મૂર્ખો બોલ્યો: "ઉટ્ર" રાજકુમારી તો સડક થઈ ગઈ. તેને લાગ્યું કે જેને "ઉષ્ટ્ર" એવો શુદ્ધ ઉચ્ચાર પણ આવડતો નથી તે પંડિત હોઈ શકે જ નહિ. તેણે ફરીફરીને પૂછયું પણ મૂર્ખે "ઉટ્ર" "ઉટ્ર" જ ઉચ્ચાર કર્યો. હવે રાજકુમારી સમજી ગઈ કે પંડિતોએ તેને દગો દીધો છે અને પોતાની જિંદગી ધૂળ મેળવી છે; તેથી ક્રોધમાં આવી મૂર્ખાને ધક્કો મારી રાજમહેલમાંથી કાઢી મૂક્યો અને પોતે ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડ્યું.

મૂર્ખ પણ પોતાના મનમાં ખૂબ શરમાયો અને આપઘાત કરવા તૈયાર થયો. પરંતુ પાછળથી તે વિચાર પડતો મૂકી તેણે વિદ્યા પ્રાપ્ત કરવામાં ચિત્ત જોડયું. થોડી જ મુદતમાં એક મહાન પંડિત બની તે પોતાને ઘેર પાછો આવ્યો, ત્યારે કમાડ બંધ હતાં. કમાડ ખોલવા તેણે પોતાની સ્ત્રીને કહ્યું: "अनावृतकपाहं द्वारं देहि" (કમાડ ખોલો). વિદ્યુત્તમાએ પતિની બોલી ઓળખી અને કહ્યું: अस्तिकश्चित् वाग्विशेषः" (શું બોલવામાં વિશેષતા છે?) એટલે કે માત્ર સાંકળ ખખડાવી હોત તો પણ ચાલત. આ મૂર્ખો તે બીજો કોઈ નહિ પણ આપણા મહાન કવિ કાળિદાસ. પછી તે કવિએ પોતાની સ્ત્રીના કમાડ ઉઘાડતી વખતના

વાકયના એક એક શબ્દ ઉપર એક એક મહાન ગ્રંથ રચ્યો. अस्ति ઉપર કુમારસંભવ, कश्चित् ઉપર મેઘદૂત, અને वाग्विशेष ઉપર રઘુવંશ એ નામના ત્રણ મહાન કાવ્યગ્રંથો રચ્યા. કાળિદાસને પંડિત બનીને આવેલા જોઈ વિદ્વત્તમાને કેટલો બધો હર્ષ થયો હશે તેનું વર્ણન કરવું અશકય છે.

રઘુવંશ, કુમારસંભવ અને મેઘદૂત એ ત્રણ સિવાય કાળિદાસે માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, ને શાકુંતલ એ નામનાં ત્રણ અપૂર્વ નાટકો રચ્યાં છે. એ સિવાય નાના નાના કાવ્યગ્રંથો પણ તેમણે ઘણા લખ્યા છે. તેની રચના એવી સુંદર છે અને ભાષા એવી પ્રસાદયુકત છે કે દિનપ્રતિદિન તેનો યશ દુનિયામાં વધતો જ જાય છે. અને જ્યાં સુધી વિદ્વાન માણસો પૃથ્વી ઉપર અસ્તિત્વ ધરાવતા હશે ત્યાં સુધી કાળિદાસનું નામ અમર રહેશે. આ કવિનાં પુસ્તકો એટલાં બધાં પ્રખ્યાત છે કે યુરોપની લગભગ તમામ ભાષાઓમાં તેનો અનુવાદ થયો છે. હિંદીમાં પણ તેનાં ઘણાંખરાં કાવ્યો અને નાટકોનો અનુવાદ થયેલ છે.

કાળિદાસ કોણ હતો અને કયે વખતે થયો એ બાબત હજુ સુધી ચોક્કસ રીતે નક્કી થઈ નથી. પરંતુ ઉત્તરોત્તર એવું વાંચવામાં અને સાંભળવામાં આવ્યું છે કે તે રાજા વિક્રમાદિત્યની સભાના નવરત્નોમાંનો એક હતો. ઘણા એમ પણ માને છે કે તે વિક્રમ એ જ હતો કે જેનો સંવત ચાલે છે. જો એમ હોય તો કાળિદાસનો સમય આજથી લગભગ ૨૦૦૦ વર્ષ ઉપર હોય. કેટલાક તે વાતને સ્વીકારતા નથી.

ગમે તેમ હોય પણ સંસ્કૃત સાહિત્યમાં અપૂર્વ અને રસિક ગ્રંથો રચી સારાય ભારતખંડને ઉજ્જવળ કરનાર કવિ કાળિદાસ વિષે જેટલું જાણીએ તેટલું ઓછું છે. મળી સેટલી હકીકત રજૂ કરી છે.

બાળમિત્રો, તમે આટલી હકીકતથી સંતોષ પામશો એવી આશા છે.

કાળિદાસનું નામ અને તેના ગ્રંથો અમર રહો.



## અભ્યાસરેખા

(૧) કાળિદાસ કઈ જ્ઞાતિના હતા? ક્યાં જન્મ્યા હતા? તેઓ ક્યાં રહેતા હતા? કયા રાજાના વખતમાં તેઓ થઈ ગયા?

(૨) શરૂઆતની જિંદગીમાં તેમની વિદ્વત્તા કેવી હતી?

(૩) તેમનું લગ્ન શી રીતે થયું? કોણે કરાવ્યું? કોની જોડે લગ્ન થયું?

(૪) પંડિતો વિદ્વત્તમા ઉપર શા માટે રોષે ભરાયા? તેમણે વેર વાળવા શો વિચાર કર્યો?

(૫) કાળિદાસને પંડિતોએ ક્યાંથી શોધી કાઢ્યો? કાળિદાસને તેમણે શા માટે અને શા ઉપરથી પસંદ કર્યો?

(૬) રાજકુંવરીને કેવી યુક્તિથી તેમણે હરાવી?

(૭) કાળિદાસ મૂર્ખ છે એમ રાજકુંવરીને ક્યારે અને કેવી રીતે માલૂમ પડ્યું? માલૂમ પડ્યા પછી રાજકુંવરીએ શું કર્યું?

(૮) કાળિદાસને શાનો પશ્ચાતાપ થયો? એ પશ્ચાતાપનું શું પરિણામ આવ્યું?

(૯) કાળિદાસને મહાકવિની ઉપમા કયાં કયાં કાવ્યો પરથી મળી? अस्ति, कश्चित् અને वाग्विशेष આ ત્રણ શબ્દોથી અનુક્રમે તેણે શા માટે કાવ્યો લખ્યાં હશે?

(૧૦) કાળિદાસનાં કાવ્યો અને કીર્તિ આજે પણ અમર છે એમ શા ઉપરથી કહી શકાય?

(૧૧) નીચેના શબ્દપ્રયોગો વાકયોમાં બરાબર વાપરો:

(૧) સડક થઈ જવું (૨) દગો દેવો
(૩) આપઘાત કરવો (૪) અસ્તિત્વ ધરાવવું

(૧૨) મહાકવિ કાળિકાસ પંડિત બનીને આવે છે ત્યાર પછી, પોતાની પાછલી, હાલની, અને ભવિષ્યની હકીકત અને વિચારો સંબંધી પોતાની પત્ની સાથેની વાતચીત સંવાદમાં ઉતારો.



# મૃત્યુને—

| વ્યથિત | શીળું | મોહ |
|---|---|---|
| પરભવન | સ્વાસ્થ્ય | સત્કાર |
| | સ્વજન | |

જાને બાપુ ! શ્રમ વ્યથિત કાં આવડો આદરે તું ?
ફાંફાં મારે વિધવિધ કરે યત્ન ના ફાવતો તું ;
તોયે ઘેલા ! શીદ ફરી ફરી પાંખ તારી પ્રસારે ?
ઊડી ઊડી નયન નચવી ભેટવા શીદ આવે ?

મીઠું તારું સ્મરણ કરતાં કાળ ગાળ્યો કંઈ મેં;
શીળું દેવા શરણ તુજનું વિનવ્યો'તો તને મેં;
તે વેળા તો મુખ મરડતો દૂર ચાલ્યો જતો'તો,
આજે શાથી મુજ જીવનનો આવડો મોહ થાતો ?

ગાત્રો મારાં રુધિર રહિત છે, દૂબળું અંગ મારું,
કંપે છે એ નિરખી નિરખી ઘાતકી નૃત્ય તારું;
ના રુચે આ હસવું મુજને આજ તારું જરાયે,
હૈયાહીણા ! તદપિ શીદ તું આમ ફેરા ફરે છે ?

તારાથી કે જીવન પછીના માર્ગથી ના ડરું હું,
તૈયારી યે કંઈ ન કરવી જેમ છું એમ આવું;
મૃત્યુમાં તો જગત જગવ્યા તાપ સૌયે વિરામે,
ને પૃથ્વીથી પરભવનમાં સ્વાસ્થ્ય આ ઉર પામે.

કિન્તુ તારો નવ કરી શકું આજ સત્કાર ભાઈ!
વ્હીલાં મારાં સ્વજન તજીને હું શકું કેમ આવી?
જોને કેવાં હૃદય ડૂબતાં શોક શંકા વિષે એ,
મૂંગું એને રુદન દઈને આવવું કેમ મારે?



## અભ્યાસરેખા

(૧) કવિ કોની સાથે વાત કરે છે? શા માટે તેની જોડે વાત કરે છે?

(૨) મૃત્યુ કવિની પાસે શા માટે આવે છે? ત્યાં આવીને શા પ્રયત્નો કરે છે? એ પ્રયત્નો કેટલે અંશે સફળ થાય છે?

(૩) કવિ મૃત્યુને પાછો જવા શા માટે કહે છે?

(૪) કવિએ મૃત્યુને ભેટવા આગળ શા પ્રયત્નો કર્યા હતા? શા માટે એવા પ્રયત્નો કર્યા હશે? હવે ભેટવા કેમ તૈયાર નથી?

(૫) આગળ ઉપર કવિની વિનંતિ મૃત્યુએ શા માટે સ્વીકારી નહિ હોય? હવે શા માટે મૃત્યુ કવિની જિંદગીનો મોહ રાખતું હશે?

(૬) કવિ મૃત્યુથી કે મૃત્યુ પછીના માર્ગથી શા માટે ડરતા નથી? મૃત્યુ પછીનો માર્ગ કયો હશે?

(૭) કવિ મૃત્યુને 'હૈયાહીણું' અને તેના નૃત્યને 'ઘાતકી નૃત્ય' શા માટે કહેતા હશે?

(૮) કવિના મનમાં 'જગત જગવ્યાં' કયા કયા 'તાપો' હશે? એ 'તાપો'થી ક્યારે છૂટી શકાય? શાન્તિ ક્યારે મળે?

(૯) આ કવિતામાંથી તમારી નજરને ગમે એવાં બે ચાર ચિત્રો દોરવાનું તમને કહેવામાં આવે તો કયાં કયાં ચિત્રો તમને બહુ અસર કરે વારુ?

(૧૦) આ કવિતામાંથી ઉત્પન્ન થતા વિચારો સાથે તમારા વિચારો ઉમેરી કવિ અને મૃત્યુ વચ્ચે એક સંવાદ તમારા શબ્દોમાં લખો.

(૧૧) માયાના મોહમાં રચ્યાપચ્યા રહેલા મનુષ્યની મરતી વખતની મનોદશા કલ્પી તમારા શબ્દોમાં ઉતારો.



[ ૨૯ ]

# વિરામચિહ્નો

## ભાગ ૧ લો

મૂર્તિમાન કૂપમંડુક ઉચ્ચારણ પ્રતીક અતિથિસત્કાર
મતલબ યથાશક્તિ અન્યઘાત પૈશાચિક

મનુષ્યના આકારમાં જુદાં જુદાં વિરામચિહ્નો સંસારમાં ફરતાં માલૂમ પડે છે. દરેક મનુષ્યનું વિશિષ્ટ લક્ષણ અમુક વિરામચિહ્ન વડે સહેલાઈથી દર્શાવી શકાય. કેટલાક મનુષ્યો મૂર્તિમાન આશ્ચર્યનાં ચિહ્નો જ હોય છે. એમનો સ્વભાવ, એમનું વર્તન, એમની વાતચીત એ સર્વ આપણને આશ્ચર્યકારક જ લાગે છે. અર્ધું કાર્ય કરીને તેને છોડી દેનારા આરંભશૂરા સજ્જનો, કેવળ સંકલ્પો કરી, એ સંકલ્પની ફલસિદ્ધિ માટે ઉદ્યમ ન કરનારા સર્વ પુરુષો અર્ધવિરામ જેવા કહી શકાય. કૌંસમાં મૂકવા લાયક મનુષ્યો પણ ઘણા છે. પોતાનો એક વાડો કરી તેમાં જ બંધાઈ રહી ત્યાંથી ડગલું પણ ન ચળનારા કૂપમંડુકો ઉપલા વર્ગના છે. અવતરણચિહ્ન (Inverted Commas)ની ગરજ સારે એવા મનુષ્યોમાં મોટે ભાગે લેખકો આવી જાય છે. બીજાના જ શબ્દો બોલનારા, બીજાના વિચારોનો પડઘો પાડનારા, વીરપૂજાનાં તત્ત્વને સમજ્યા વગર મહાપુરુષોનાં નામોનું અને

શબ્દોનું સ્થળે સ્થળે ઉચ્ચારણ કરનારા માનવ અવતરણ-ચિહ્નો ઓછાં નથી. પૂર્ણવિરામ એ પરમેશ્વરનું પ્રતીક કહી શકાય.

આ સર્વ વિરામચિહ્નોમાં ભયંકરમાં ભયંકર પ્રશ્ન-ચિહ્ન છે. અત્યારે સુધી મને પ્રશ્નચિહ્નોનો બહુ અનુભવ નહોતો થયો, પણ હમણાંજ થોડા વખત પર એવું એક પ્રશ્નચિહ્ન મારા સમાગમમાં આવ્યું હતું. એનો અનુભવ થયા પછીજ મને સમજ પડી કે મારી માફક કોઈએ કંટાળી જઈને એના માથા પર જોરથી મૂક્કો માર્યો હશે અને તેથીજ એ પ્રશ્નચિહ્ન માથા આગળથી વળી ગએલું હોય છે.

હિંદુસ્તાન અતિથિસત્કારની ભાવના માટે પંકાએલું છે. પણ એ વિષયમાં હું હિંદી કરતાં સામાન્ય મનુષ્ય વધારે છું. એટલે જ્યારે મારા સદ્‌ગત કાકાના એક મિત્ર (જેને હું ઓળખતો પણ નહોતો તે) નો થોડાક મહિના સારુ એઓશ્રી મારે ત્યાં પધારવાના છે એવી મતલબનો પત્ર આવ્યો ત્યારે મને આનંદ થયો એમ હું કહી શકું એમ નથી. પરંતુ મારાં વૃદ્ધ કાકીના માનને ખાતર મને બહુ જ આનંદ થયો હોય એવો મારે ઢોંગ કરવો પડ્યો.

કોઈએ કહ્યું છે કે પ્રથમ દર્શને સામા મનુષ્ય સારુ જે અભિપ્રાય બંધાઈ જાય છે તેજ ખરો હોય છે. પણ એ વાત બિલકુલ પણ ખરી હોય એમ મને લાગતું નથી, કારણ કે જ્યારે મેં એમને સ્ટેશન પર પ્હેલવ્હેલા જોયા ત્યારે એ સજ્જન જેવા લાગ્યા હતા. મળતાં વારને અમારે યુગો

પહેલાનું ઓળખાણ હોય એવી ઢબે એમણે મારી જોડે વાત કરવા માંડી. મારી ખબર પૂછી, મારાં કાકીની ખબર પૂછી, મારાં માતપિતાની ખબર પૂછી, (મેં જો પાળ્યાં હોય તો) મારાં કૂતરા, બિલાડી, તથા પોપટની ખબર પૂછી. રસ્તામાં જે જે મનુષ્યો મળતા તેમના સંબંધી, તેમની આર્થિક, નૈતિક અને સામાજિક સ્થિતિ સંબંધી એઓશ્રી મને વિવિધ પ્રશ્નો પૂછતા અને યથાશક્તિ હું જવાબ આપતો.

ઘેર આવ્યા પછી એમણે મારી સ્થિતિ, મારા શોખ, મારું વાચન, મારી આવક, મારો ખર્ચ, મારાં સગાંવ્હાલાં, મારા શત્રુ, મારા મિત્ર, મારું ઘર, મારા ઘરની વસ્તુઓ, મારો મહોલ્લો અને મારા આડોશીપાડોશીઓ; એ સર્વ વિષે તથા અમારું શહેર, અમારા શહેરના સંભાવિત ગૃહસ્થો, જોવાં લાયક સ્થળો ઇત્યાદિ પરચુરણ વિષય પરત્વે મને તથા મારાં કાકીને જે અસંખ્ય પ્રશ્નો પૂછ્યા તે સર્વ જો હું અહીં (યાદ રહ્યા હોય તો) ઉતારું તો વાચક ને હું બંને જરૂર આપઘાત કે અન્યઘાતનો વિચાર કરીએ.

દુર્ભાગ્યે એમના આવ્યા પછી બે દિવસ રહીને મારી જન્મતિથિ આવી. તે દિવસે એમનાથી છૂટવાના મેં બહુ પ્રયાસો કર્યા પણ તે સર્વ વ્યર્થ ગયા. સાંજે મેં મારા મિત્ર તથા સગાંવ્હાલાંને નોતર્યાં હતાં.

મિત્રમંડળી આવી પહોંચ્યાને થોડી વાર થઈ એટલે મારા અતિથિએ પોત પ્રકાશવા માંડ્યું. હું કોઈ બીજા જોડે વાત કરતો જરા પણ અટકું એટલે તરત જ એઓ પૂછતાઃ 'આ સામે બેઠું છે તે કોણ?' 'મારા મિત્ર છે.'

પાછો થોડીવાર હું અન્ય મિત્રો સાથે વાતચીતમાં રોકતો એટલે એઓ મને કાનમાં પૂછતાઃ 'એનું શું?' હું નામ કહું એટલે પાછું પ્રશ્નબાણ છૂટતુંઃ 'એના પિતાનું નામ શું?' આ પ્રમાણે હું મારા મિત્ર સાથે વાર્તાલાપ કરવામાં બરાબર રીતે ભળી ના શક્યો એટલે તેમણે મારા વગર વાતો કરવા માંડી. આખરે કંટાળીને હું દાદર પાસે એક ખૂણામાં જઈને બેઠો. તરત જ મારા અતિથિ મારી પાસે આવી નિરાંતે મારી જોડે ગોઠવાયા. અમે બંને આમ બીજા બધાથી જરાક દૂર થયા એટલે એમને પ્રશ્નોની હારમાલા છોડવાની ફાવટ આવી.

'પેલા હિંચકા પર બેઠા છે તે પેલા તમારી સામે ખુરસી પર બેઠા છે તેના કંઈ સગા થાય?'

'ના.'

'ત્યારે બંનેનાં મોંઢાં મળતાં કેમ આવે છે?'

'ખબર નથી.'

'પેલા, હમણાં મારી જોડે વાત કરતા હતા તે બહુ ધનવાન છે?'

'ના.'

'એના પિતા જીવે છે?'

'હા.'

'નોકરી કરે છે?'

'હા.'

'શું કમાય છે?'

'પૈસા.'

'કેટલા ?'

'અંકગણિતમાં એ સંખ્યા આપેલી છે.'

'પેલો બટાકા જેવો—'

'મારા મિત્ર સારુ લગાર વિનયપૂર્વક બોલો તો ઠીક.'

લગાર પણ હતાશ વગર એમણે આગળ ચલાવ્યું:

'પેલો ભરાઉ શરીરવાળો છે—'

દાંત પીસીને હું વચ્ચે જ બોલી ઊઠ્યો: 'તેનું શું ?'

'તેને ભાઈબહેન છે કે એકલો જ છે ?'

'ભાઈબહેન છે.'

'કેટલાં ?'

'પાંચ.'

'બધાં પરણેલાં છે ?'

'ના.'

'કુંવારા છે ?'

'ના.'

'ત્યારે ?'

'થોડાં પરણેલાં છે, થોડા કુંવારા છે.'

'પરણેલાં કેટલાં છે ?'

મારા મગજમાં એક ભયંકર વિચાર જાગ્યો; હૃદય જોરથી ધબકી ઊઠયું; એમના ગળા તરફ નજર ગઈ ને હાથમાં અદ્‌ભૂત પૈશાચિક ચેળ આવી. ક્ષણ વાર મને લાગ્યું કે મારું ભાવિ મને ફાંસીના લાકડા તરફ ઘસડી જાય છે; મારે માથે અતિથિહત્યાનું કલંક ચોંટવાનું! પણ થોડી વારમાં જ એ વૃત્તિ શમી ગઈ, અને સન્નિપાતનો ચાળો શમી જતાં રોગી થાય છે તેમ હું શાંત થઈ ગયો.

## અભ્યાસરેખા

(૧) લેખક કયાં કયાં વિરામચિહ્નો ગણાવે છે? દરેક ચિહ્ન જોડે કોને સરખાવે છે? એ ચિહ્નો વિષે લેખકનો કેવો અભિપ્રાય છે? સૌથી વધારે કયા ચિહ્નથી લેખક કંટાળે છે?

(૨) લેખકની જન્મતિથિએ અતિથિ તરફથી તેમને શો કડવો અનુભવ થયો?

(૩) પ્રશ્નચિહ્નના આકાર વિષે લેખક શું અનુમાન બાંધે છે?

(૪) નીચેનાં વાક્યો સંબંધ આપી સ્પષ્ટ સમજાવો:

(૧) મારા મિત્ર સારુ લગાર વિનયપૂર્વક બોલો તો ઠીક.

(૨) સન્નિપાતનો ચાળો શમી જતાં રોગી થાય છે તેમ હું શાંત થઈ ગયો.

(૫) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરી અર્થ સમજાવો:

(૧) સમાગમમાં આવવું (૨) પોત પ્રકાશવું (૩) હતાશ થવું. (૪) ચેળ આવવી

卐

# વિરામચિહ્નો

## ભાગ ૨ જો

કલ્પનાતીત વિદિત સમચરી

આવા તો કેટલાયે દિવસો વહી ગયા છતાં હું જીવતો રહ્યો ને એ પણ જીવતા રહ્યા ! અનેક યુક્તિઓ મેં અજમાવી જોઈ; પણ કેવળ આકારમાં જ નહિ પણ આચરણમાં પણ દાતરડાં જેવું આ પ્રશ્નચિહ્ન મારા હૃદયને ઘાસની પેઠે કાપ્યાં જ કરતું. બીજા પ્રશ્નો જ્યારે એમને ન જડતા ત્યારે 'કેમ ઊઠ્યા ?' 'ચા પીઓ છો ?' 'નહાઓ છો ?' 'જમ્યા ?' 'મોં ધુઓ છો ?' 'પાણી પીઓ છો ?' 'પાન ખાઓ છો ?' 'સૂતા છો ?' 'ખમીસ બદલ્યું ?' 'કોટ પહેર્યો ?' 'ટોપી પહેરી ?' 'બહાર જાઓ છો ?' 'દીવાસળી લીધી ?' 'દીવો સળગાવ્યો ?' 'ફૂંક મારી ?' 'ઓલવી નાખ્યો ?' એવા એવા હું કરતો હોઉં તે કાર્ય સંબંધી પ્રશ્નો પૂછતા. જગત પર એક જાતનો મને તિરસ્કાર આવી ગયો; મોં પર વિષાદ ને કંટાળાની રેખાઓ પડી ગઈ; ને કોઈ પણ દિવસ હું હસ્યો ન હોઉં ને કદાચ હસ્યો હોઉં તો હવે તો નહિ જ હસું એવો ભાવ મારા મુખ પર ને હૃદયમાં છવાઈ રહ્યો.

આખરે મૌન ધારણ કરવાનો અને એ પૂછે તેનો બિલકુલ સમજાય નહિ તેવી નિશાનીઓ વડે ઉત્તર આપી

એમને પ્રશ્ન પૂછતાં જ બંધ કરી દેવાનો મેં ઠરાવ કર્યો. પણ એ યુક્તિમાં હું સફળ ન થયો. આખો દિવસ ચેષ્ટાઓ કર્યા કરવી–અને તે પણ કોઈથી સમજાય નહિ એવી રીતે–એ કાર્ય દેખાય છે તેના કરતાં ઘણું કપરું છે. નિશાનીઓ કરવી છોડી દઈ એ શું પૂછે છે તે હું બિલકુલ સમજતો જ ન હોઉં એવા આશ્ચર્યનો ભાવ વ્યક્ત કર્યા કરવાનો મેં પ્રયત્ન કર્યો. એઓ પ્રશ્ન પૂછયા જતા ને હું કંઈ પણ બોલ્યા વગર આશ્ચર્યથી એમના સ્હામું જોઈ રહેતો. થોડી વાર અમારે—

'?'

'!'

'?'

'!'

'?'

'!'

આમ ચાલ્યા કર્યું. પણ બારણા દીધે કંઈ યમદૂત જાય છે? આમ ફાવ્યું નહિ એટલે કાગળ પેનસીલ લઈ આવી મારા હાથમાં આપી એમણે કહ્યું–પૂછયું:

'બોલતા કેમ નથી? લખી જણાવો.'

'જીભ કરડાઈ ગઈ છે; બોલાતું નથી.' મારે લખવું પડયું.

'ડોકટરને બતાવી?'

'હા.', મેં લખ્યું.

'કયા ડોકટરને?'

'આ જ શહેરના.' મેં લખી જણાવ્યું.

'તેનું નામ શું?'

'જાણતો નથી'., મેં લખ્યું.

'આશરે?'

'આશરે શું નામ હશે? ચીમનલાલ? મગનલાલ? છગનલાલ?'

'એ કલ્પનાતીત વિષય છે. ધાર્યાં નામ હોતાં નથી. એમ નામ ખબર ના પડે.'

'એના બાપનું નામ?'

'વિદિત નથી.'

'કેમ?'

'ખાસ કારણ છે.'

'શું?'

'પ્રશ્નો પૂછીને બીજા કંટાળો આપવાની મને ટેવ નથી.'

'એની માનું નામ તો ખબર છે ને?'

'ના.'

'એની 'પ્રેક્ટિસ' કેમ ચાલે છે?'

'સાધારણ'.

'આજે એને ત્યાં કેટલા દર્દીઓ આવ્યા હતા?'

'પચાસ'.

'કાલે તમારા ધારવા પ્રમાણે કેટલા આવશે?'

'હવે જો એક પણ સવાલ પૂછશે તો તારું ખૂન કરીશ!' મેં લખેલો કાગળ એને આપ્યો – ના, આપ્યો તો નહિ પણ આપવાનો વિચાર કર્યો ને પછી તરત ફાડી નાખ્યો, અને આંખ મીચીને થોડી વાર સુધી હું પડી રહ્યો. એ રીતે પણ હું શાંતિ ભોગવી ન શકયો, કારણ કે થોડી વાર રહીને એણે મને પૂછયુંઃ 'હવે કેમ છે?' ત્યારે મારાથી બોલી દેવાયુંઃ 'સારું છે.' પાછી પ્રશ્નોની પરંપરા છૂટી. આખરે કંટાળીને મેં એમને પૂછયુંઃ

'ભદ્રંભદ્રને આગગાડીમાં મળેલા તે તમે જ કે?'

'ભદ્રંભદ્ર કોણ?' એમણે પૂછયું.

'અમારા પાડોશીની ગાય.' થોડીવાર વિચાર કરીને મેં જવાબ આપ્યો.

'તે આગગાડીમાં શું કામ ગઈ હતી?'

'દૂધ વેચવા.'

'દૂધ વેચવા? કોને વેચવા? તમારો પાડોશી દૂધ વેચે છે? દૂધ કેવું હોય છે?'

આમ એને સંભળાર્વવા માટે અનેક પ્રશ્નો સાંભળવા પડ્યા. પણ તેને લીધે મને એક સરસ યુક્તિ સૂઝી આવી. ત્યાર પછી હમેશાં દરેક પ્રસંગે ને દરેક સ્થળે મેં એ યુક્તિનું પાલન કરવા માંડ્યું, અને એ યુક્તિમાં હું સંપૂર્ણ રીતે સફળ થયો. એ યુક્તિ કેવી હતી તે નીચેના એક જ દાખલા પરથી સમજાઈ જશે.

મારાં કાકીને પિયેર કોઈનું સમચરી હતું. ત્યાં મારા માનવંત પરોણાને લઈને મારે જમવા જવાનું હતું. જમી રહ્યા પછી અમારા જ્ઞાતિજનો સંબંધી એણે પ્રશ્નો પૂછવા માંડયા.

'પેલા તારી જોડે બેઠા હતા તે કોણ હતા ?'

'મારા કાકાની બકરી'., મેં જવાબ દીધો ને ક્ષણભર એ દિઙ્મૂઢ થઈ ગયા.

'ને પેલા તમારી સામે હતા તે ?'

'અમારા દાદાનો ઘોડો'., મેં કહ્યું.

થોડી વાર રહીને એમણે પાછું પૂછયું: 'તે બંને એક બીજા સ્હામે ઘૂરકતા કેમ હતા ?'

'અસલનાં વેર'., મેં જવાબ દીધો.

'વેર કેમ થયાં ?'

'રામલાલ હતો—'

'રામલાલ કોણ ?'

'મારી જોડે બેઠા હતા તેના કૂઆસસરાના ભત્રિજા-જમાઈના કાકાસસરાનો સાળો.'

'તેને શંભુલાલ—'

'શંભુલાલ કોણ ?'

'મારી સામે બેઠા હતા તેનાં સાસુની નણંદની ભોજાઈના ભાઈની બ્હેનનો વર'.

'એક દહાડો રામલાલને શંભુલાલ રસ્તામાં મળ્યા.'

'કયા રસ્તામાં ?'

'લાલ પાણીના કૂવા આગળ થઈને જવાય છે ત્યાં. રામલાલ છાપરે ચઢીને શંભુલાલ સામે ભૂંકયો ને શંભુલાલ કૂવામાં જઈને રામલાલ સામે ભસ્યો. પછી છગનલાલ, ચીમનલાલ, રમણુલાલ, રમાશંકર, મયાશંકર, બોઝ, ટાગોર, વેલ્સ, લૉઈડ—'

'એ બધા કોણ ?'

'મારી ફોઈના કૂતરાઓ. તે દોડી આવ્યા ને રમણુ-લાલને ગેટ પર લઈ ગયા. પોલિસ તેને પગે કરડ્યો. એટલે રામલાલને ઝેર ચઢવાથી શંભુલાલ મરી ગયો. રામલાલને સારુ આણેલું ઘાસ ફોજદાર ખાઈ ગયો. એટલે રામલાલે ફોજદારને ડાકું ભર્યું. ફોજદારે તેની સ્હામે દાંત કચકચાવ્યા ને સિપાઈએ ચૂડ ભેરવી. પછી જૅક નામના કૂતરાએ મોટા સાણુસાથી બંનેને પકડીને એક ઘડામાં પૂરીને આકાશમાં ફેંકી દીધા....................'

મારાં કાકી હજી એમ જ માને છે કે શહેર છોડીને પાછા એ પોતાને ગામ ગયા તેમાં બધો વાંક મારો જ છે !



## અભ્યાસરેખા

(૧) પ્રશ્નચિહ્નોનો સંપૂર્ણ અનુભવ લેખકને શી રીતે થયો ? કોણે કરાવ્યો ?
(૨) મેમાનને ચૂપ કરી દેવા લેખકે શા પ્રયત્નો કર્યા ? દરેક પ્રયત્નમાં કેટલે અંશે સફળ થયા ?
(૩) લેખકને મૌનવ્રત શી રીતે અઘરું લાગ્યું ? એ શી રીતે છૂટી ગયું ?
(૪) સમચરીને દિવસે લેખક મહેમાન જોડે શી રીતે વર્ત્યા ? એનું પરિણામ શું થયું ?

(૫) મહેમાન શા માટે જતા રહ્યા હશે? એ જતા રહ્યા એમાં કોનો વાંક? લેખકના કાકી તે વિષે શું અભિપ્રાય બાંધે છે?

(૬) લેખકના મહેમાન વિષે તમારો શો અભિપ્રાય બંધાય છે?

(૭) નીચેનાં વાક્યો સંબંધ આપી સ્પષ્ટ સમજાવો:

(૧) એ કાર્ય દેખાય છે તેના કરતાં ઘણું કપરું છે.

(૨) બારણા દીધે કંઈ યમદૂત જાય છે?

(૩) ભદ્રંભદ્રને આગગાડીમાં મળેલા તે તમે જ કે?

(૪) પ્રશ્નો પૂછી બીજાને કંટાળો આપવાની મને ટેવ નથી.

(૮) લેખકના મહેમાન જેવું કોઈ 'પ્રશ્નચિહ્ન' તમને મળી જાય તો તમે કેવી રીતે વર્તો?

(૯) બધાં વિરામચિહ્નો ગણાવો. દરેકનો ક્યારે ક્યારે ઉપયોગ થાય છે તે લખો.

卐

[ ૩૧ ]

# ત્રણ પાડોશી

| ઝાલર | નૌતમ | થાળીવાજું | જૂથ | ઝળાંઝળાં |
|---|---|---|---|---|
| સેર | ઓથ | નકોરડી | સાસ | હુતાશ |
| ફરાળ | પારણું | હવાયેલ | આંજણહીણી | અન્નપૂરણા |
| વાજ આવે | | કિરતાર | | હુલાસ |

( ઢાળ–' કાચબા કાચબી 'ના ભજનને લગતો )

રામને મંદિર ઝાલર બાજે, ઘંટાના ઘોર સુણાય,
શેઠની મેડીએ થાળીવાજું, નૌતમ ગાણાં ગાય;

મંદિરની આરતી ટાણે રે,
વાજાના વાગવા ટાણે રે;
લોકોનાં જૂથ નિતે ઊભરાય.—૧

એક ફળીનાં ત્રણ રહેવાસી, શેઠ ને બીજા રામ,
ત્રીજી માકોર બાઈ રાંડેલી, કોડી કને ના દામ;

લોકોનાં દળણાં દળતી રે,
પાણીડાં કોકનાં ભરતી રે;
કાઢી ખાય રોટલો કરતી કામ.—૨

શેઠની મોટી દૈત્ય હવેલી, ગામનું નાક કહેવાય,
રામનું મંદિર આરસ બાંધ્યું નિત ઝળાંઝળાં થાય;

ફૂ ળી ના એ ક ખૂ ણા માં રે,
ગં ધા તા કો ક ખૂ ણા માં રે;
માકોરના મહેલ ઊભેલા સુણાય.—૩

છત્ર પલંગે શેઠ સૂતા હોય, રામ સીતાજી ઘેર,
પાછલા પહોરની મીઠી ઊંઘની લોક લેતું હોય લ્હેર;

પહેલો જ્યાં કૂકડો બોલે રે,
જા ગે લો કૂ ક ડો બોલે રે,
તૂટે માકોરની નીંદર સેર.—૪

માકોર ઊઠી અંગ મરોડે, પેટાવે દીપક જ્યોત,
ધાન લઈને દળવા બેસે, રામની માગી ઓથ;

ઘ રે રા ટ ઘંટી ગા જે રે,
ભૂખી ડાંસ ઘંટી ગા જે રે,
ગાજે જેમ દુકાળિયાનું મોત.—૫

ગોકુળઆઠમ આજ હતી ને, લોક કરે ઉપવાસ,
માકોર ભૂખી રહી નકોરડી, કાયામાં ના રહ્યો સાસ;

મૂઠીભરનું ધા ન બ ચા વા રે,
સી તા ના રા મ રિ ઝા વા રે;
પેટાવ્યો પેટમાં કાળ હુતાશ.—૬

શેઠને ઘેરે, રામને મંદિર, સાકર ઘીનાં ફરાળ,
પારણામાં કાલ કરવા ભજિયાં, દળવા આપી દાળ;

દળાતી દાળ તે આજે રે,
હવાયેલ દાળ તે આજે રે;
ઉઠાડે માકોર પેટ વરાળ.—૭

અંગ થાક્યું એનું આચકા લેતું, હૈડે હાંફ ના માય,
બે પડ વચ્ચે દાળ દળે તેમ કાયા એની દળાય;

દળી જો દાળ ના આપે રે,
શેઠ દમડી ના આપે રે;
બીજો ઉપવાસ માકોરને થાય.—૮

ઘરરર ઘરરર આંજણુ હીણી ઘંટી ભારે થાય,
વારે વારે થાકેલ હાથથી ખીલડો છૂટી જાય;

ચણાની દાળ દળંતી રે;
માકોરની દેહ દળંતીરે;
ઘંટીના ઘોર તહીં ઘેરાય.—૯

અન્ન ખાતી તોય અન્નનો દાણો દેતી ન ઘંટી આજ,
માકોરની અન્નપૂરણા રૂઠી, પૂરવા પાડે ના જ;

હજી દાળ અરધી બાકી રે,
રહી ના રાત તો બાકી રે;
મથી મથી માકોર આવે વાજ.—૧૦

શેઠ જાગે ને રામજી જાગે, જાગે સૌ સંસાર,
ભોમના ભાર ઉતારવા આજે જનમ્યા'તા કિરતાર;

પરોઢના જાગતા સાદે રે,
પંખીના મીઠડા નાદે રે;
ડૂબે માકોરનો ભૂખ પોકાર.—૧૧

શેઠ હસે બેઠા આઠમે માળે, રામ રમે રણવાસ,
રામને મંદિર ઝાલર બાજે, શેઠને મહેલ હુલાસ;

માકોરની મૂરછા ટાણે રે,
ઘંટીના મોતના ગાણે રે;
કાળો એક કાગ કળેળે નિસાસ.—૧૨



## અભ્યાસરેખા

(૧) 'ત્રણ પાડોશી' તે કયા કયા ? એ ત્રણેનાં રહેઠાણ કેવાં હતાં ?

(૨) ત્રણે પાડોશીની સ્થિતિ કેવી હતી ? આ ત્રણે જીવન કેવી રીતે પસાર કરતા હતા ?

(૩) માકોર પોતાનું પોષણ શી રીતે કરતી ? તેને જાતે જ શા માટે મહેનત કરવી પડતી ?

(૪) લોકોનાં જૂથ શેઠને ત્યાં અને મંદિરમાં ક્યારે અને કેમ ઊભરાતાં ?

(૫) માકોરને મળસ્કે કોણ ઉઠાડતું ? માકોર શા માટે ઊઠતી ? ઊઠતી શું કરતી ?

(૬) ગોકુળઆઠમને દિવસે કોણે કોણે ઉપવાસ કર્યો ? ફરાળમાં શું વપરાયું ?

(૭) માકોરે શા માટે ઉપવાસ કર્યો હશે ? તેણે શા માટે કંઈ ફરાળ કરી નહિ હોય ?

(૮) ગોકુળઆઠમને દિવસે મળસ્કે માકોર શા માટે વહેલી ઊઠે છે ? એને શેની ચિંતા હતી ?

(૯) તે દિવસે દાળ દળતાં માકોરને શી મુશ્કેલીઓ નડી? માકોર શા માટે દાળ દળવા ઉતાવળ કરતી હતી?

(૧૦) માકોરની આ મહેનતનું શું પરિણામ આવ્યું? બધા જાગ્યા ત્યારે માકોર ક્યાં હતી વારુ?

(૧૧) માકોરનો 'ભૂખ પોકાર' કેમ સંભળાયો નહિ? માકોરના મૃત્યુ વખતે કોણે રુદન કર્યું? કોણે શોક બતાવ્યો? તે સમયે શેઠ અને રામ શું કરતા હતા?

(૧૨) ગોકુળઆઠમને દિવસે ઈશ્વર દુનિયામાં શા માટે જન્મ્યા? એ જ દિવસે માકોરનું મૃત્યુ કેમ થયું? માકોરે શું પાપ કર્યાં હતાં? ઈશ્વરે માકોરને પોતાના જન્મદિવસે જ મરવા દીધી એમાં એનો શો હેતુ હશે?

(૧૩) ગોકુળઆઠમને દિવસે માકોરનું મરણ થતાં ઈશ્વર વિષે કવિને કેવા કેવા વિચારો આવ્યા હશે?

(૧૪) ઘંટીને માકોરની અન્નપૂરણા કવિ કેમ કહે છે? એ આજે રૂઠી છે એમ શા ઉપરથી કહી શકાય?

(૧૫) નીચેના શબ્દપ્રયોગોનો અર્થ બતાવી વાક્યોમાં વાપરો :

(૧) રોટલો કાઢી ખાવો

(૨) ઝળાંઝળાં થવાં

(૩) અંગ મરોડવું

(૪) રામની ઓથ માગવી

(૫) સાસ ન રહેવો

(૬) પેટમાં વરાળ ઉઠાડવી

(૭) હૈડે હાંફ ન માવી

(૮) અન્નપૂરણા રૂઠવી

(૯) વાજ આવવું

(૧૬) નીચેના શબ્દોમાં રહેલી કવિની ખૂબી સમજાવો :

(૧) થાળીવાજું　　(૨) દૈત્ય હવેલી
(૩) ગામનું નાક　　(૪) માકોરના મહેલ
(૫) ભૂખી ડાંસ ઘંટી

(૧૭) નીચેના વિષયો ઉપર નિબંધ લખો :

(૧) ઈશ્વર પણ અન્યાયી છે.

(૨) ગરીબનો દુનિયામાં કોઈ બેલી નથી.

(૩) "દુ:ખીના દુ:ખની વાતો સુખી ના સમજી શકે;
સુખી જો સમજે પૂરું, દુ:ખ ના વિશ્વમાં ટકે."

卐

# [૩૨]

# શ્રીકૃષ્ણ

## ભાગ ૧ લો

| | | | |
|---|---|---|---|
| બાલચેષ્ટા | કૌમાર્ય | લાવણ્ય | ધર્મતત્ત્વ |
| અગડ | સહાધ્યાયી | નિરર્થક | બલિપ્રદાન |
| ભૂમંડળ | આત્મીય | દક્ષતા | અનુપમ |
| અચ્યુત | વિનીતભાવ | મનવાંછિત | ઐશ્વર્ય |
| અનુમોદન | યોગાસન | દેહોત્સર્ગ | પરિવ્રાજક |
| સ્રષ્ટા | નિસ્પૃહ | ક્રાન્તિ | રાષ્ટ્ર |

આજથી આશરે પાંચ હજાર વરસ પહેલાં મથુરામાં યાદવોના રાજા ઉગ્રસેન રાજ્ય કરતા હતા. તેમનો પુત્ર કંસ દુષ્ટ નીકળવાથી બાપને ઉઠાડી ગાદીએ બેસી ગયો. અને સઘળાં સમ્બન્ધીજનોને ત્રાસ આપવા લાગ્યો. આથી ઘણા યાદવો મથુરા છોડી જતા રહ્યા. તેણે પોતાનાં બહેનબનેવી–દેવકી વસુદેવને પણ કેદમાં નાખ્યાં. ત્યાં શ્રાવણ વદ આઠમને દિવસે દેવકીજીએ પુત્ર કૃષ્ણને જન્મ આપ્યો. કંસના ત્રાસથી પુત્રને બચાવવા વસુદેવ તેને પોતાના એક મિત્ર નન્દને ત્યાં ગોકુળમાં મૂકી આવ્યા. કૃષ્ણ ત્યાં મોટા થવા લાગ્યા. બાળપણથી તેમનો સ્વભાવ પારકાનું ભલું કરવાનો હોવાથી ગાયોના ધણી જાણે નહિ તેમ

વાછરડાં છોડી મૂકીને ગાયો ધવરાવી દેતા, તેમ જ ગોપીઓનાં દહીંમાખણ માંકડાંને ખવડાવી દેતા. આવી અનેક બાલચેષ્ટાઓ કરી ગોકુળવાસીઓને આનન્દ તથા ગમ્મત આપતા અને કેટલીક વખત પોતાના પરાક્રમથી ચકિત કરી દેતા. બાળપણ વીતાવવા લાગ્યા. પરન્તુ ગોકુળમાં વરૂ આદિનો ત્રાસ વધી જવાથી નન્દ તથા બીજા ગોપ-લોકો ગોકુળ છોડી વૃન્દાવન રહેવા આવ્યા, વૃન્દાવનમાં જમનાકાંઠે ગાયો ચરાવવી, બંસી બજાવવી અને ગોપ-બાળકોને આનન્દ કરાવવામાં કૃષ્ણ કૌમાર્ય ગાળવા લાગ્યા. સાથે સાથે તેમણે જમના નદીમાં રહેતા ઝેરી કાળીનાગને નાથ્યો તેમ જ અનેક રાક્ષસોને મારી ગોપલોકોને નિર્ભય અને સુખી કર્યા. આવી રીતે બાલપણથી જ પોતાનાં રૂપ તથા લાવણ્ય અને સારા ગુણોથી કૃષ્ણ સૌને પ્રિય થઈ પડ્યા. તે બધાના ઉપર દયા રાખતા અને ઉપકાર કરતા. ગોવાળિયાના છોકરા–છોકરીઓ પર તેમનું ઘણું હેત હતું. બધાંની જોડે હસી–બોલીને આનન્દ કરતા અને બધાંને સંતુષ્ટ રાખવા પ્રયત્ન કરતા. આ રીતે તેમના હૃદયમાં ખરા ધર્મતત્ત્વનો ઉદય નાનપણથી જ થયો હતો.

એક વખત દર વર્ષની માફક સઘળા ગોપ–લોકો ઇન્દ્રાદિ દેવ કે જે વરસાદ વરસાવી, ગાયો માટે ઘાસ તથા મનુષ્ય માટે અન્ન ઉત્પન્ન કરે છે તેમને સંતુષ્ટ કરવા મોટો યજ્ઞ કરવા તૈયાર થયા. તે બન્ધ કરાવી ગાયો તથા બ્રાહ્મણોને સંતુષ્ટ કરવાનું અને સર્વવ્યાપી જગતનિયંતા પરમેશ્વરને પૂજવાનું તેમણે ગોવર્ધનપૂજા દ્વારા દાખલ કર્યું.

કૃષ્ણનાં આ બધાં કાર્યોની જાણ કંસને થઈ એટલે તેને ખરેખર લાગ્યું કે દેવકીના પુત્ર જ કૃષ્ણ છે. તે આવા સમર્થ નીવડે તે સહન ન થવાથી પોતે ધનુર્મખ નામના યજ્ઞનો પ્રસંગ કાઢી તે ઉપર તેમને તેડવા અક્રૂર નામના યાદવને વૃન્દાવન મોકલ્યો. તેની સાથે કૃષ્ણ આવ્યા. જેવા કૃષ્ણ દરબારમાં દાખલ થયા કે તેમને મારવા કંસે રાખેલા કુવલયાપીડ નામના હાથીને અને મલ્લો ચાણુર તથા મુષ્ટિકને તેમણે મારી નાખ્યા. આ જોઈ કંસે એકદમ હુકમ કર્યો કે "નન્દને પગે લોઢાની બેડીઓ નાખો, વસુદેવને મારી નાખો અને કૃષ્ણને મથુરામાંથી હાંકી કાઢો." આ સાંભળી કૃષ્ણ માંચડા ઉપર ચઢી ગયા અને ત્યાંથી કંસને નીચે અગડમાં ફેંકી દઈ તેના પ્રાણ લીધા. હવે માતપિતા દેવકી–વસુદેવને કેદખાનામાંથી છોડવી તેમને પગે લાગ્યાં, અને દાદા ઉગ્રસેનને રાજ્યગાદીએ બેસાડ્યા. હવે તે ઉજ્જેન સાંદીપનિ ઋષિને ત્યાં જઈ ભણ્યા. આ વખતે તેમનો સહાધ્યાયી સુદામા નામે બ્રાહ્મણ હતો.

મગધના રાજા જરાસન્ધે કંસના મરણથી વિધવા થયેલ પોતાની દીકરીઓ પાસેથી અશુભ સમાચાર જાણ્યા; એટલે તે મોટું લશ્કર લઈ મથુરા ઉપર ચઢી આવ્યો. કૃષ્ણની સરદારી નીચે યાદવોએ તેને હરાવ્યો, પરન્તુ જમાઈનું વેર વાળવા વારંવાર મોટું લશ્કર લઈ જરાસન્ધ ચઢી આવવાથી કૃષ્ણને લાગ્યું કે વારંવાર લઢવાથી યાદવોનું બળ દિવસે દિવસે કમી થતું જાય છે, માટે વૃદ્ધોની સમ્મતિ લઈ તેમણે યાદવોનું રહેઠાણ મથુરા બદલી દ્વારકાબેટ કર્યું. ત્યાં જતાં પહેલાં જરાસન્ધ

ચઢી આવ્યો ત્યારે સાથે કાળયવન નામના બીજા રાજાને પણ લાવ્યો હતો. યુદ્ધનિપુણ કૃષ્ણે યુદ્ધ કરી માણસોનો સંહાર થાય તેવી રીત ન લેતાં એક યુક્તિ કરી. પોતે એકલા કાળયવનની છાવણીમાં જઈ ઊભા. કાળયવને કૃષ્ણને ઓળખ્યા એટલે તેમણે દોટ મૂકી. કાળયવન તેમને પકડવા પાછળ દોડ્યો, પણ પકડી શક્યો નહિ. છેવટે દૂર જઈ કૃષ્ણે તેને મારી નાખ્યો. આથી તેનું લશ્કર નાસી ગયું એટલે જરાસન્ધને પાછા ફરવું પડ્યું. પછી તે દ્વારકા જઈ રહ્યા એટલે યુદ્ધની વાતો રહી નહિ.

કૃષ્ણ દયાળુ હતા, ધર્મને લીધે પ્રાણીહત્યા કર્યા સિવાય ન ચાલે એવું હોય તે સિવાય બીજી જગ્યાએ નકામો માણસોનો જીવ લેવા તે કદી તત્પર થતા નહિ. તે એમ જાણતા હતા કે ઘણી વખતે ધર્મને લીધે જ યુદ્ધ કરવું પડે છે અને જો તે વખતે લડાઈ કરવા આનાકાની કરીએ તો ધર્મની હાનિ થાય છે એટલે તેવે પ્રસંગે તે જાતે યુદ્ધ કરતા અથવા યુદ્ધ કરવાની સલાહ આપતા, પરંતુ નિરર્થક મનુષ્યોનો વધ કરવાનું તેમને ગમતું ન હતું. તેમના જીવનના દરેક પ્રસંગમાં ઉપરનું જીવનધોરણ નજરે પડે છે. વિદર્ભ દેશના રાજા ભીષ્મકની દીકરી રૂકિમણી કૃષ્ણની ખ્યાતિ સાંભળી તેમને પરણવા ઇચ્છતી હતી, અને કૃષ્ણ પણ તેના સદ્‌ગુણની વાતો સાંભળવાથી તેને પરણવા માગતા હતા. આ વાત જાણવાથી તેમના જત્રુ જરાસન્ધે ભીષ્મકને ગળે એવી વાત ઉતારી દીધી કે જેથી તે પોતાની પુત્રી રૂકિમણીને કૃષ્ણના શત્રુ શિશુપાળ વેરે પરણાવવા તૈયારી કરવા લાગ્યો.

રૂકિમણીએ આ સમાચાર કૃષ્ણને મોકલાવ્યા અને પોતાને ઊંચકી જવાનો સંકેત ગોઠવ્યો. કૃષ્ણ લગ્નને દિવસે ભીષ્મકની રાજધાનીમાં ગયા અને દેવમન્દિરમાં પૂજા કરી રૂકિમણી જેવી બહાર આવી કે તુરત તેને રથમાં લઈ દ્વારકા ભણી ચાલી નીકળ્યા. આથી ગુસ્સે ભરાઈ ભીષ્મક તથા જરાસન્ધ લશ્કર લઈ આવ્યા, પરન્તુ કૃષ્ણને હરાવી શકયા નહિ, એટલે કૃષ્ણ દ્વારકા આવી શાસ્ત્રવિધિ મુજબ રૂકિમણીને પરણ્યા, અને ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે જીવન ગાળવા લાગ્યા.

પાંચાલ દેશના દ્રુપદ રાજાએ પોતાની પુત્રી દ્રૌપદી માટે સ્વયંવર કર્યો ત્યાં કૃષ્ણ ગયા હતા. બ્રાહ્મણ વેશે આવેલા પાંડવોમાંથી અર્જુન મત્સ્યવેધ કરી દ્રૌપદી પરણ્યો ત્યારે કૃષ્ણ કુન્તીફોઈને મળ્યા અને તેમને કેટલુંક દ્રવ્ય વગેરે આપી મદદ કરી. પાંડવો ત્યાંથી ઇન્દ્રપ્રસ્થમાં જઈ સુખેથી રાજ્ય કરવા લાગ્યા. કોઈ કારણથી ઇન્દ્રપ્રસ્થ છોડી અર્જુન બાર વર્ષ સુધી દેશ પરદેશ ફરતો દ્વારકા આવી પહોંચ્યો. ત્યાં તે કૃષ્ણની બહેન સુભદ્રાને જોઈ તેની સાથે પરણવા ઉત્સુક થયો. કૃષ્ણે બહેનનું હમેશનું વિચારી, તેનું હરણ કરવામાં અર્જુનને અનુમતિ આપી. અર્જુન તેનું હરણ કરી ગયો અને પરણ્યો. આ સુભદ્રાનો પુત્ર તે કોઠાયુદ્ધવાળો અભિમન્યુ. યુદ્ધિષ્ઠિરને હવે રાજસૂય યજ્ઞ કરવાનો વિચાર થયો. તેમણે કૃષ્ણની સલાહ માગી એટલે કૃષ્ણે કહ્યું કે "તમે રાજસૂય યજ્ઞ કરવાને અધિકારી નથી, કારણ કે તમે શહેનશાહ અથવા સમ્રાટ એટલે રાજાઓના રાજા નથી. હાલ મગધ દેશનો રાજા જરાસન્ધ તેવો છે માટે તેને જીત્યા વિના

તમે રાજસૂય યજ્ઞના અધિકારી પણ ન થઈ શકો, તેમ જ તમારાથી તે સમ્પૂર્ણ પણ થઈ શકશે નહિ. વળી મોટા માનવન્ત રાજાઓ બલિપ્રદાનાર્થે કેદમાં તેને ત્યાં પડેલા છે અને પશુની માફક મહાકષ્ટથી જીવન ગાળે છે. તેણે ૮૬ ભૂપતિઓને પકડી આણ્યા છે અને બીજા ૧૪ આણ્યા પછી તે ક્રૂર જરાસન્ધ તેમનો જરૂર વધ કરી રુદ્રયજ્ઞ કરશે. માટે આ વખતે જે માણસ એનો પરાજય કરી શકશે તે જ નિશ્ચય શહેનશાહ કહેવાશે, અને આખું ભૂમંડળ તેના ગુણ ગાશે." કૃષ્ણની સલાહથી યુધિષ્ઠરે ભીમ તથા અર્જુનને તેમની સાથે જરાસન્ધ સામે યુદ્ધ કરવા મોકલ્યા. ત્યાં કૃષ્ણે જરાસન્ધને કહ્યું કે "તું દુર્બળ રાજાઓને બન્દી-ખાને નાખી રુદ્રયજ્ઞ કરવા ઇચ્છે છે, એ તારો અમારી સમક્ષ અપરાધ છે. કારણ અમે ધર્મ પ્રમાણે ચાલનાર પુરુષોની રક્ષા કરવા તત્પર છીએ. માટે તારે જેની સાથે યુદ્ધ કરવું હોય તેની સાથે કર." આ વાત સાંભળી જરાસન્ધ ભીમ સાથે લડવા તૈયાર થયો. યુદ્ધ ચૌદ દિવસ ચાલ્યું. છેવટે જરાસન્ધ મરાયો અને બન્દીવાન રાજાઓને છોડવામાં આવ્યા.



## અભ્યાસરેખા

(૧) કૃષ્ણ કોના પુત્ર હતા? ગોકુળમાં કેમ અને ક્યાં ઊછર્યા? એનાં ખરાં માતાપિતા ક્યાં હતાં?

(૨) ગોકુળ અને વૃન્દાવનમાં કૃષ્ણે શાં પરાક્રમો કર્યાં? ગોકુળ છોડીને વૃન્દાવન કેમ જઈ રહ્યા?

(૩) કૃષ્ણને કંસે શા માટે બોલાવ્યા ? કેવી રીતે બોલાવ્યા ? ત્યાં શું થયું ?

(૪) કંસને મારવાથી કૃષ્ણને કોની જોડે યુદ્ધ થયું ? કાળયવનને કૃષ્ણે કેવી રીતે અને ક્યારે માર્યો ?

(૫) કૃષ્ણ દ્વારકામાં શા માટે જઈ રહ્યા ?

(૬) કૃષ્ણ રૂક્મિણીને શી રીતે પરણ્યા ? એમનાં લગ્નમાં શો વાંધો હતો ? એ વાંધો શી રીતે દૂર થયો ?

(૭) જરાસન્ધને કૃષ્ણે શી રીતે મરાવ્યો ? જરાસન્ધને મારવામાં શો ધર્મ સચવાયો ?

卐

[ ૩૩ ]

# શ્રીકૃષ્ણ

## ભાગ ૨ જો

હવે ઇન્દ્રપ્રસ્થમાં રાજસૂય યજ્ઞની તૈયારીઓ થવા માંડી. ખાંડવ નામે વનના દાહમાંથી કૃષ્ણે બચાવેલા દાનવકુળના વિશ્વકર્મા મયદાનવે જીવતદાનના ઉપકારના બદલામાં કંઈક સેવાનું કામ આપવા ખૂબ આગ્રહ કરવાથી કૃષ્ણે પોતાની જાત માટે કામ ન દેખાડ્યું, પરન્તુ યુધિષ્ઠિર માટે રાજસૂય યજ્ઞ માટે સભામંડપ બાંધવાનું કહ્યું. મંડપ બંધાયા પછી યજ્ઞ થયો. યજ્ઞને અન્તે શ્રેષ્ઠજનની પૂજા કરવાનો પ્રસંગ આવ્યો, એટલે સભામાં ભીષ્મે કહ્યું કે "તેજ, બળ અને પરાક્રમથી કૃષ્ણ શ્રેષ્ઠ છે, માટે તેમની પૂજા પ્રથમ કરવી." એટલે યુધિષ્ઠિરે કૃષ્ણની પૂજા કરી. આ જોઈ તેમના શત્રુ શિશુપાલે ઊભા થઈ કહ્યું કે "કૃષ્ણ રાજા નથી, અને આટલા બધા રાજાઓ હાજર છતાં શા માટે કૃષ્ણની પૂજા પ્રથમ કરી? જો વયોવૃદ્ધ ગણીને એમની પૂજા કરી હોય તો એમના બાપ વાસુદેવને શા માટે પૂજ્યા નહિ? જો તેમને પાંડવોના આત્મીય અને વહાલા ગણી પૂજ્યા હોય તો તેમનો સસરો દ્રુપદ શું તેમના પર ઓછું હેત રાખે છે? જો તેમણે આચાર્ય ગણી પૂજ્યા હોય તો દ્રોણાચાર્ય હાજર હોવા છતાં કૃષ્ણને અર્ઘ્ય અપાય

કેમ? કુળગોર ગણી પૂજા કરી હોય તો વેદવ્યાસ કયાં ગેરહાજર છે કે કૃષ્ણ સુધી જવું પડે?" વગેરે બોલતાં તે ખૂબ તપી ગયો અને "દુરાત્મા" "ધર્મભ્રષ્ટ" વગેરે ગાળો આપ્યા પછી આસને બેઠો. એટલે કૃષ્ણે કહ્યું કે "શિશુપાળ, ક્ષમા એ મોટો ધર્મ છે માટે જા, હું તને ક્ષમા કરું છું." પછી તેમણે શિશુપાળ સામે ક્રોધે ભરાયલા રાજાઓને મીઠાં વચન વડે શાન્ત પાડવા માંડ્યા. આથી ભીષ્મે ઊભા થઈ કહ્યું કે "જેને કૃષ્ણની પૂજા ગમતી નથી તેમને શાન્ત પાડવાની જરૂર નથી. આ સભામાં એવો એક પણ રાજા દેખાતો નથી કે જેનો કૃષ્ણ પોતાના તેજોબળથી પરાજય કરી શકે નહિ. તેમણે જન્મથી અત્યાર સુધીમાં જે જે કામ કર્યાં છે તેની કીર્તિ કેટલાય માણસો મારી પાસે પુનઃ પુનઃ ગાઈ ગયા છે. બાળવયથી જ મેં તેમની પરીક્ષા કરી મૂકેલી છે. તેમનાં શૌર્ય, વીર્ય, વિજય સઘળું મારી જાણમાં છે. કૃષ્ણની પૂજા બે કારણથી કરી છેઃ એક તો સમગ્ર વેદ અને વેદનાં અંગોને તે જાણે છે અને બીજું એમનામાં સર્વ કરતાં બળ અધિક છે. મનુષ્યલોકમાં તેમના જેવો બળવાન તથા વેદવેદાંગને જાણનાર બીજો માણસ મળી આવવો બહુ કઠિણ છે. દાન, દક્ષતા, શૌર્ય, લજ્જા, કીર્તિ, બુધ્ધિ અને વિનયમાં તે અનુપમ છે. ધીરજ, સંતોષ વગેરે ગુણોનો સમુદાય એમનામાં વિરાજી રહ્યો છે. તેટલા માટે એવા સર્વગુણસંપન્ન આચાર્ય, પિતા અને ગુરુસ્વરૂપ પૂજાને લાયક કૃષ્ણ પ્રતિ ક્ષમા પ્રદર્શિત કરવી એ તમારું કર્તવ્ય છે. તે કુળગોર, ગુરુ, સમ્બન્ધી, સંન્યાસી,

રાજા અને પ્રિય છે એટલા માટે એ અચ્યુતની પૂજા કરી છે. માટે જો શિશુપાળને ન ફાવતું હોય તો તે ફાવે તે કરે.” એટલે શિશુપાળે કૃષ્ણને ગાળો ભાંડી અને બીજા રાજાઓ જોડે મસલત કરી લડવા તૈયાર થયો. આ જોઈ કૃષ્ણે તેને “આવ, મારી સાથે લડ” એમ કહી તેની સાથે યુદ્ધ કરી તેનો શિરચ્છેદ કર્યો. પછી રાજસૂય યજ્ઞ પૂરો કરાવી તે દ્વારકા ગયા.

ત્યાર પછી પાંડવોના વનવાસને અન્તે અર્જુનપુત્ર અભિમન્યુનું લગ્ન થયું તે પ્રસંગે વિરાટ નગરમાં આવેલા. આ પ્રસંગે પાંડવોએ રાજ્ય પાછું મેળવવું જોઈએ એવી ચર્ચા સગાંસમ્બન્ધીઓમાં થઈ અને દ્રુપદની સલાહથી પાંડવોએ લશ્કર એકઠું કરવા માંડયું અને કૃષ્ણની મદદ લેવા અર્જુન ગયો. દુર્યોધન પણ તે જ કારણે તે જ સમયે કૃષ્ણ પાસે ગયો. કૃષ્ણ તે વખતે પલંગ પર સૂતા હતા. તેમના સૂવાના ઓરડામાં દુર્યોધન પહેલો દાખલ થયો, અને તેમના માથા આગળ એક આસન હતું ત્યાં જઈ બેઠો. અર્જુન પછીથી દાખલ થયો અને વિનીતભાવે કૃષ્ણના પગ આગળ બેઠો. જ્યારે કૃષ્ણ જાગ્યા ત્યારે પહેલાં ધનંજય અને પછી દુર્યોધન નજરે પડયા એટલે તેમનો બન્નેનો સત્કાર કર્યો, અને આવવાનું કારણ પૂછ્યું. દુર્યોધને હસતે મોઢે કહ્યું:

“આ યુદ્ધ જે થવાનું છે તેમાં તમારે મદદ આપવી પડશે. અમારે બન્નેને તમારી જોડે સરખો સમ્બન્ધ છે. તથાપિ હું પહેલો આવ્યો છું. સાધુ પુરુષો હમેશાં પહેલા આવનારને જ

મદદ આપે છે. તમે સાધુશ્રેષ્ઠ અને માન આપવા લાયક છો, તેથી હવે તેજ સદાચાર પ્રમાણે ચાલો." કૃષ્ણે કહ્યું: "હે કુરુવીર, તમે પહેલા આવ્યા હશો તે બાબત મને જરાયે સંશય નથી. પરન્તુ કુન્તીપુત્રને મેં પહેલા જોયા છે તેથી પરિણામે હું તમને બન્નેને મદદ કરીશ. પરન્તુ બાળકને મનગમતું આપવું એ પ્રસિદ્ધ નિયમ મુજબ કુન્તીકુમાર જે માગે તે તેને આપવું." એમ કહી ધનંજયને પૂછ્યું: "હે કૌન્તેય, પહેલું તને મનગમતું આપીશું. મારા જેવો નારાયણ નામે વિખ્યાત ગોપયોદ્ધો એક તરફ પોતાની દશ કરોડની સેના લઈ આવશે, અને બીજી તરફ લડાઈમાં ન ઊતરનાર તથા હથિયાર ધારણ ન કરનાર એવો હું આવીશ. માટે એમાંથી મનગમતી વાત પસન્દ કરી લે." શત્રુને મારે એવા જનાર્દન લડાઈમાં નહિ ઊતરે એમ સાંભળવા છતાં અર્જુને તેમને પસન્દ કરી લીધા અને રાજા દુર્યોધન દસ કરોડની સેનાની તથા કૃષ્ણ લડાઈમાં નહિ ઊતરે એવી મનવાંછિત વાત સાંભળી ઘણો આનન્દ પામ્યો.

ધૃતરાષ્ટ્રે સંજયને પાંડવો પાસે મોકલી કહેવડાવ્યું કે "લડાઈ એ અધર્મ છે. માટે તમે અધર્મ ન આદરો. મારા પુત્રોએ અધર્મથી અને જુલમથી તમારું રાજ્ય લીધું હોય, પણ તમે લડાઈ કરવા પ્રવૃત્ત ન થશો." તેને અનેક રાજાઓએ ઉત્તર આપ્યા પછી કૃષ્ણે કહ્યું કે "ધર્મથી વર્તવું એ યુધિષ્ઠિરનો નિયમ છે. એટલે તેઓ ધર્મને છોડી દેશે નહિ. પણ આજે જેને ધર્મની વાત કરવા અહીં મોકલ્યો છે તે જ્યારે દુઃશાસને દ્રોપદીનાં ચીર સભામાં ખેંચ્યાં ત્યારે ક્યાં ગયો હતો? માટે

તું જા, હું જાતે હસ્તિનાપુર આવીશ. પાંડવોને અર્થહાનિ ન થાય અને કૌરવો સંધિ કરવાની હા કહે તેમ પ્રયત્ન કરવાનો છે. જો તેમ થયું તો પુણ્યનું એક મોટું કામ થયું સમજવું." પછી કૃષ્ણ હસ્તિનાપુર ગયા. ત્યાં ધૃતરાષ્ટ્રે સન્ધિ કરવાનું સમજાવ્યું ત્યારે તેણે કહ્યું કે "દુર્યોધનને સમજાવો." પરન્તુ દુર્યોધન જ્યારે ન સમજ્યો અને એકનો બે ન થયો ત્યારે કૃષ્ણે ધૃતરાષ્ટ્રને સલાહ આપી કે "ઘણાના કલ્યાણ માટે દુર્યોધનને કેદમાં નાખવો એ જ યોગ્ય છે. મેં જ યાદવોના રક્ષણ માટે મારા મામા કંસનો વધ કર્યો હતો." પરન્તુ ધૃતરાષ્ટ્રથી તે થઈ શક્યું નહિ, એટલે કૃષ્ણ પાછા વળ્યા અને યુદ્ધની તૈયારી પૂર જોસમાં ચાલી. યુદ્ધની શરૂઆતમાં સગાંવહાલાંને પોતાની સામે લડવા આવેલા જોઈને અર્જુનને લાગણી થઈ આવી અને લડવાનો વિચાર માંડી વાળવા લાગ્યો. તે સમયે કૃષ્ણે ધર્મનો ઉપદેશ કર્યો છે તે ગીતા નામે પ્રસિદ્ધ છે. તેમણે કહ્યું કે 'ધર્મ સર્વ પ્રજાને ધારણ કરે છે' અર્થાત્ તેની રક્ષા કરે છે; માટે જેના વડે જીવોનું રક્ષણ થાય તેનું નામ ધર્મ.

૧ ધર્મનું જેને અનુમોદન હોય તે સત્ય; ધર્મ વિરૂદ્ધ તે અસત્ય.

૨ જેનાથી લોકનું ભલું થાય તે ધર્મ.

૩ માટે જેનાથી લોકનું ભલું થાય તે જ સત્ય. તેનાથી વિરૂદ્ધ તે અસત્ય.

૪ એવી રીતનું સત્ય હોય તે સર્વસ્થાને કહેવું યોગ્ય છે.

યુદ્ધ પૂરું થયા પછી કૃષ્ણ દ્વારકા ગયા તે યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞ વખતે હસ્તિનાપુર પાછા આવ્યા હતા.

યાદવો સત્તા, બળ અને ઐશ્વર્યના મદથી ઘણા છકી ગયા હતા. એટલે તે પ્રભાસપાટણ ઉજાણી કરવા ગયા. ત્યાં અન્દર અન્દર લડી મરણ પામ્યા. ત્યાર પછી કૃષ્ણ પણ યોગાસન વાળી બેઠા. તે વખતે એક પારધીએ હરણ જાણી બાણ માર્યું જેથી તેમનો દેહોત્સર્ગ થયો.

તેમને લોકો ભગવાન તરીકે પૂજે છે કારણ કે તે સર્વાંગે શ્રેષ્ઠ મનુષ્ય હતા. એક લેખક લખે છે કે "ભગવાન બુદ્ધદેવના જેવા સર્વસંગ પરિત્યાગી ધર્મોપદેશક, પરિવ્રાજકાચાર્ય શ્રીમત્ શંકરાચાર્ય જેવા ધર્મસંસ્થાપક, રાજા હરિશ્ચંદ્ર જેવા આત્મત્યાગી, શિવાજી જેવા ગૌબ્રાહ્મણ પ્રતિપાલક સ્વરાજ્યસૃષ્ટા, ગુરુ ગોવિન્દસિંહ જેવા ધર્મવીર, વગેરે અસંખ્ય મહાત્માઓ તેમ જ પ્રતાપી પુરુષો થઈ ગયા છે. બીજા દેશોમાં ઇસુ કે મહમ્મદ જેવા ધર્મસંસ્થાપક, હાનીબાલ જેવા મહા પ્રતાપી દિગ્વિજયી યોદ્ધા, વૉશિંગ્ટન જેવા ઉદારચરિત, અબ્રહામ લિંકન જેવા પરમ નિસ્પૃહ વિશ્વબન્ધુ વગેરે અસંખ્ય મહાપુરુષો થયા છે, પરન્તુ તેમાં કોઈનું ચરિત્ર કૃષ્ણ જેવું સર્વાંગસમ્પૂર્ણ નથી. કોઈ ધર્મસ્થાપક, કોઈ વીર, કોઈ ત્યાગી, કોઈ પરમ ભક્ત, કોઈ વિશ્વબન્ધુ, કોઈ સ્વરાજ્યસંસ્થાપક છે, પરન્તુ કોઈ એકમાં આ સઘળા ગુણો હોય તેવું જણાતું નથી. તેથી કૃષ્ણ સાથે તેમની તુલના નથી થઈ શકતી. રામચન્દ્રે પોતાના આચરણથી સંસારને સદાચરણનો માર્ગ દેખાડી ધર્મરાજ્યની સ્થાપના કરી

હતી પરન્તુ કૃષ્ણની માફક સ્વમુખે ધર્મોપદેશ નથી કર્યો. વળી કૃષ્ણે ધર્મરાજ્ય અને ધર્મક્ષેત્ર સ્થાપ્યું એટલું જ નહિ પરન્તુ તેમણે રાજ્યક્રાન્તિ, સામાજિકક્રાન્તિ પણ કરી છે. ફ્રાન્સની રાજ્યક્રાન્તિ કેવળ રાજ્યક્રાન્તિ હતી; ઇંગ્લંડની રાજ્યક્રાન્તિ કેવળ આર્થિક હતી; જ્યારે કૃષ્ણે કરેલી રાજ્ય-ક્રાન્તિ એ આર્થિક ક્રાન્તિ હતી એટલું જ નહિ પરન્તુ આધ્યાત્મિક ક્રાન્તિ કરી આખા હિંદનું એક રાષ્ટ્ર બનાવનારી હતી. ”



## અભ્યાસરેખા

(૧) કૃષ્ણે પાંડવોને ક્યારે ક્યારે અને કેવી રીતે મદદ કરી? એ મદદ શી કરી?

(૨) કૃષ્ણે શિશુપાળને શા માટે માર્યો? શિશુપાળને અને કૃષ્ણને ક્યારથી વેર થયું હતું?

(૩) રાજસૂય યજ્ઞમાં કૃષ્ણની જ પૂજા શા માટે કરવામાં આવી? એ માટે એમની શી લાયકાત હતી?

(૪) દુર્યોધન અને અર્જુનના આગળ કૃષ્ણે શી શરતો મૂકી? બંનેએ કઈ કઈ શરતો કબૂલ કરી? એ શરતો મૂકવામાં કૃષ્ણનો શો હેતુ હશે વારુ?

(૫) કુરુક્ષેત્રના યુદ્ધમાં અર્જુન લડવા શા માટે ના પાડે છે? કૃષ્ણ તેને શી રીતે સમજાવે છે? એ બધો ઉપદેશ શેમાં આપેલો છે?

(૬) યાદવોનો નાશ શી રીતે થયો? કૃષ્ણ શી રીતે દુનિયા છોડે છે?

(૭) કૃષ્ણને કયા કયા દેશના અને કોણ કોણ મહાપુરુષો જોડે સરખાવવામાં આવે છે? એ બધા કરતાં કૃષ્ણ શી રીતે ચઢે છે?

(૮) નીચેનાં વાક્યો સંબંધ આપી સમજાવો :

(૧) તેમના જીવનના દરેક પ્રસંગમાં ઉપરનું જીવનધોરણ નજરે પડે છે.

(૨) તેજ, બળ અને પરાક્રમથી કૃષ્ણ શ્રેષ્ઠ છે, માટે તેમની પૂજા પ્રથમ કરવી.

(૩) "ક્ષમા મોટો ધર્મ છે, માટે જા, હું તને ક્ષમા કરું છું."

(૯) નીચેના શબ્દપ્રયોગો બરોબર વાક્યમાં વાપરો :

(૧) દોટ મૂકવી (૨) આનાકાની કરવી (૩) ગળે વાત ઉતારવી
(૪) અનુમતિ આપવી (૫) મસલત કરવી

(૧૦) કૃષ્ણને આપણે ઈશ્વર ગણી પૂજીએ છીએ, એ વિષે તમે જે જે કારણો શોધી શકો તે લખો.



# ખરતા તારા

**ઝૂરતી  અકારું  ઘેરી  રિબાતી**

( મંદાક્રાન્તા–સોનેટ )

રાત્રિરાણી દુઃખથી ઝૂરતી ચંદ્રની પાસ બેસી,
ખોળે પતિ શિર છતાં અંતરે છે ઉદાસી;
સ્વામી કેરી પરમ ખિલતી પૂર્ણિમાની યુવાની,
જાએ ચાલી, ક્ષય શરીરમાં તેજની થાય હાનિ.

સાળુ ગૂંથ્યો નવલખ હીરે તે ગમે ના લગીરે,
સ્વામી માંદા સમીપ વસતી સુંદરીને શરીરે;
શૃંગારો શું કદી ય ગમશે ? થાય સર્વે અકારું,
શૃંગારો ને શરીર સઘળું હોમશે સ્વામી સારુ.

પૂર્ણિમાથી રજનીપતિને રોગ રે કોઈ લાગ્યો,
તેની સેવા કરતી રજનીને અતિ થાક લાગ્યો;
તેથી ઘેરી રજની બનતી સ્વામી દુઃખે દુભાતી,
સ્વામી ચાલ્યો તજી રજનીને રે ! અમાસે રિબાતી.

સ્વામી શોકે રજની હિરલા સાળુના તોડી નાખે,
તારા તૂટી નભથી ખરતા લાગતા લોક આંખે.



**અભ્યાસરેખા**

(૧) રાત્રિ ક્યાં બેઠી છે ? ચંદ્ર ક્યાં છે ? રાત્રિ શા માટે ઝૂરે છે ?
(૨) રાત્રિ ચંદ્રની કેવી રીતે સેવા કરે છે ? ચંદ્રને શાની માંદગી છે ?

(૩) રાત્રિએ કેવો સાળુ પહેર્યો છે?

(૪) ચંદ્રને પૂર્ણિમાએ જ કેમ રોગ લાગુ પડે છે?

(૫) અમાસે રાત્રિ શા માટે રિસાઈ છે? રાત્રિ પોતાનો શોક શી રીતે બતાવે છે?

(૬) આકાશમાંથી 'ખરતા તારા' વિષે કવિની કલ્પના શી છે?

(૭) આ કવિતામાંથી તમારી નજર આગળ આબાદ ચિત્રો ખડાં કરે એવી લીટીઓ બતાવો.

(૮) ચંદ્રને ક્ષયરોગ લાગુ પડ્યો છે એ વિષે આપણા પુરાણોમાં આપેલી કથા તમે જાણતા હો તો લખો.

(૯) આકાશમાંથી તારા ખરે છે એ વિષે લોકોની બીજી કોઈ કલ્પના તમે જાણતા હો તો જણાવો.

(૧૦) નીચેના બે વિષયો ઉપર તમારો અનુભવ લખો:

(૧) ચઢતી પડતી એ કુદરતનો નિયમ છે.

(૨) "જો દુઃખ હોય દિલમાં, કશું યે ન રુચે."

卐

[ ૩૫ ]

# ગુરુદક્ષિણા

## ભાગ ૧ લો

| | | | |
|---|---|---|---|
| અસ્ત્રવિદ્યા | ઐશ્વર્ય | મનકામના | મલિનતા |
| નિષાદ | અનાર્ય | અર્ઘ્ય | શૂદ્ર |

સ્થળ: પર્ણકુટિ સામેનું ચોગાન

સમય: સવારનો

પાત્રો: હિરણ્યધનુ, છોકરાઓ, એકલવ્ય

એકલવ્ય: બાપુ–

હિરણ્ય: આવ્યો બેટા? આટલી વાર ક્યાં હતો?

એકલવ્ય: મને જવા દેશો, બાપુ?

હિરણ્ય: ક્યાં?

એકલવ્ય: હસ્તિનાપુર.

હિરણ્ય: કેમ વારુ?

એકલવ્ય: મારે ધનુષ્યવિદ્યા શીખવી છે.

હિરણ્ય: કોણ શીખવશે?

એકલવ્ય: કૌરવ–પાંડવના કુમારોના વિદ્યાગુરુ દ્રોણાચાર્ય.

હિરણ્ય: દ્રોણાચાર્ય? ભીલના છોકરાને તે શિક્ષણનો લાભ આપશે?

એકલવ્યઃ કેમ નહિ આપે બાપુ? આપણે ભીલ શું કાંઈ માણસ નથી? જંગલમાં રહી જીવન ગુજારીએ તેટલા વાસ્તે શું વિદ્યાકળાનો લાભ મેળવવા નાલાયક છીએ?

હિરણ્ય : અસ્ત્રવિદ્યા અને ઐશ્વર્યમાં આગળ વધેલા લોકો બીજા માણસોને માણસ તરીકે ગણતા નથી.

એકલવ્યઃ બાપુ, આપણી પડતી હાલતમાંથી ઊંચે ચઢવાની મને તક આપો. એક વાર પ્રયત્ન કરી જોઉં કે ગોરી ચામડીના લોકો કાળી ચામડીના માણસ તરફ આજે તિરસ્કારની નજરે જુએ છે, તે તેમને શિક્ષણ મળતાં પોતાના સરખા માને છે ખરા કે નહિ?

હિરણ્ય : મારો આશીર્વાદ છે કે તારી મનકામના સફળ થાઓ, પણ મને ડર છે કે હસ્તિનાપુરથી તારે અપમાન પામીને નીચે મોંએ જ પાછા આવવાનું થશે. બ્રાહ્મણ આચાર્ય ભીલ બાળકને કદાપિ શિષ્ય તરીકે નહિ સ્વીકારે.

એકલવ્યઃ એમ? તેમનું મન જો એટલું સાંકડું હોય તો તેમને ઊંચા તરીકે કોણ માન આપે બાપુ? ના, ના, બાપુ, જેઓ શિક્ષણની બાબતમાં દુનિયાની અંદર સૌથી ચઢીઆતાં છે, જ્ઞાનરૂપી પ્રકાશથી જેમનાં હૃદય ઊજળાં અને તેજસ્વી છે એવા બ્રાહ્મણ લોકોમાં એવી મલિન-

તાને સ્થાન ન જ હોય. હું જાઉં છું, બાપુ! તમારો આશીર્વાદ અફળ નહિ જાય. હું ફતેહ પામી વિજયમાળા પહેરી તમારી પાસે પાછો આવીશ.

હિરણ્ય : અજમાયશ કરી જોવામાં કંઈ જતું નથી. ભલે, જા, વત્સ! તારી આશા પાર પડો, સફળ થાઓ, સાર્થક થાઓ.

(એકલવ્ય હસ્તિનાપુર આવે છે. દ્રોણ, ભીમ, અર્જુન, દુર્યોધન બપોરના અસ્ત્રવિદ્યાલયમાં બેઠા છે; ત્યાં અચાનક એકલવ્ય પ્રવેશ કરે છે.)

એકલવ્ય : આચાર્યજી! આપના ઉદાર હૃદયની છાયામાં આ અપાત્ર શરીરને સ્થાન આપશો?

દ્રોણ : બાળક, તું કોણ છે?

એકલવ્ય : હું ભીલ રાજા હિરણ્યધનુનો પુત્ર. મારું નામ એકલવ્ય.

દ્રોણ : અહીં શા માટે આવવું થયું છે? તારી શી ઇચ્છા છે?

એકલવ્ય : ઇચ્છા તો આપના પવિત્ર ચરણોમાં થોડાક દિવસ સેવા કરવાની છે. હું આપના શિષ્ય થવાનું સૌભાગ્ય મેળવવા આવ્યો છું.

દ્રોણ : હેંએ? નીચ શિકારી, પારધી, નિષાદપુત્ર મારો શિષ્ય બને? આ દરિદ્ર બ્રાહ્મણ આજે ક્ષત્રિયોની ગુલામગીરી સ્વીકારી બેઠો છે તે જોઈ, અલ્યા, તું તેની મશ્કરી કરવા આવ્યો છે?

**એકલવ્ય :** મને અધમને–પાપીને કચડી નાખો, તેની કાંઈ ચિંતા નથી. માત્ર આપના પવિત્ર ચરણોની રજ મારે માથે મૂકો તો પણ મારું જીવવું સાર્થક થશે.

**દ્રોણ :** તને બ્રાહ્મણનું અપમાન કરવાને અહીં કોણે મોકલ્યો? મને લાગે છે દ્રુપદ રાજાએ મોકલ્યો હશે!

**એકલવ્ય :** દ્રુપદ રાજા કોણ તે હું જાણતો નથી, પ્રભુ! મને તેમણે કે બીજા કોઈએ મોકલ્યો નથી. મારા હૃદયની તીવ્ર ઇચ્છા જ મને આપના ચરણોમાં ખેંચી લાવી છે.

**દ્રોણ :** પારધીના હૃદયમાં એવી દુષ્ટ ઇચ્છા એકાએક શી રીતે ઉત્પન્ન થઈ?

**એકલવ્ય :** એ તો ખબર નથી, પ્રભુ!

**દ્રોણ :** ત્યારે સમજી રાખજે કે શુદ્ધ બ્રાહ્મણ કદાપિ નીચ નિષાદના પુત્રને પોતાનો શિષ્ય નહિ બનાવે.

**એકલવ્ય :** કેમ પ્રભુ? ફૂલ વનમાં ખીલે તેથી શું તે દેવનાં ચરણોમાં ન ધરાવી શકાય?

**દ્રોણ :** જા, જા. નાહક જીભાજોડી ન કર. દેવના ચરણોમાં તો બગીચાનાં ફૂલ જ ચઢે. તે માટે કોઈ જંગલનાં ફૂલ તોડી લાવતું નથી!

**એકલવ્ય :** કેવી ઊંડી આશાએ આવ્યો છું, પ્રભુ!

**દુર્યોધન :** ચંદ્ર પકડવાને વામન બે હાથ પહોળા કરી કૂદકો મારે તેથી શું તે સાચેસાચા ચંદ્રને પહોંચવાનો હતો?

**એકલવ્ય:** ચંદ્ર અને વામનમાં જેટલો તફાવત છે તેટલો બ્રાહ્મણ અને ભીલમાં પણ ખરો, એમ?

**દ્રોણ:** તેથી પણ વધારે! નાદાન છોકરા, ચાલ્યો જા. અગ્નિ સાથે રમવા આવીશ નહિ, નાહકનો બળી મરીશ.

**એકલવ્ય:** પણ હું આપને અડકીશ નહિ. માત્ર દૂર બેસી આપનો ઉપદેશ સાંભળીશ.

**દ્રોણ:** એવી કાંઈ જરૂર નથી. નીચ જાતિમાં જન્મેલાને બ્રાહ્મણનો ઉપદેશ સાંભળવાનો બિલકુલ અધિકાર નથી.

**એકલવ્ય:** શું કેવળ નીચ જાતિમાં જન્મ થયો તેટલા જ માટે આજે માણસ તરીકેના સર્વ હક્કો હું ગુમાવી બેઠો, એમ? આપનો ઉપદેશ ઝાડ પર બેઠેલાં પક્ષીઓ સાંભળે છે, રસ્તે જતાં કૂતરાના કાનને પણ તેનો અવાજ પહોંચે છે; ત્યારે માત્ર જન્મના દોષના જ કારણે, માણસ હોવા છતાં અમારો તે અધિકાર નાશ પામ્યો? અમારો જન્મ તો દૈવને આધીન છે; તો તેને લીધે વિદ્યા પ્રાપ્ત કરવાનો અમારો માર્ગ શા માટે બંધ થવો જોઈએ?

**દ્રોણ:** જા, જા, બકબકાટ કરી મારા હૃદયના અગ્નિને વધારે સળગાવ નહિ.

**અર્જુન:** તું જા, ભાઈ. ગુરુજી આગળ આટલું બધું તો અમે ય કદી નથી બોલતા.

દુર્યોધનઃ નીચ છોકરો કેવું મનફાવતું બોલે છે! તે જોઈ મિજાજ તો આપણો ય ખસી જાય છે. ભીમ, ઓચી પકડીને માર બે ઠોંસા, ને કાઢ બહાર.

દ્રોણઃ ના, ના, મારવાની જરૂર નથી. જા ભાઈ, માત્ર તારી હિંમત જોઈ હું દિંગ થઈ જાઉં છું.

એકલવ્યઃ પ્રભુ, મારી ઇચ્છા નહિ સફળ કરો?

દ્રોણઃ પાછો મને પજવે છે? અનાર્ય સાથે વાત કરવામાં પણ બ્રાહ્મણને પાપ લાગે છે; જા.

એકલવ્યઃ હાય! અફસોસ! હું કેવો દુર્ભાગી! કેટલા ભક્તિભાવથી આ હૃદયમાં પૂજાનો અર્ઘ્ય ભરી લાવ્યો હતો! પણ પ્રભુ! નીચ જાતિમાં જન્મ્યો તેટલા વાસ્તે તેનો આપે સ્વીકાર ન કર્યો.

દ્રોણઃ તારી–શૂદ્રની પૂજા કોણ સ્વીકારે?

એકલવ્યઃ ભલે, તો જાઉં છું, પણ પ્રભુ આપને પ્રણામ કરવાનો તો મને અધિકાર ખરો કે નહિ?

દ્રોણઃ અનાર્યના અપવિત્ર પ્રણામ પણ શી રીતે લેવાય? જા, દૂર થા અહીંથી.

એકલવ્યઃ ભલે, જાઉં છું, પણ એટલું કહેતો જાઉં છું કે અનાર્ય પણ માણસ છે એ હું સિદ્ધ કરીશ.



## અભ્યાસરેખા

(૧) એકલવ્ય તેના પિતા પાસે શી માગણી કરે છે?

(૧) હિરણ્ય પ્રથમ શા માટે ના કહે છે? પાછળથી શા માટે રજા આપે છે? એકલવ્યને તે શી શિખામણ આપે છે?

(૩) હસ્તિનાપુરમાં એકલવ્ય કયાં જાય છે? ગુરુ સાથે કોણ કોણ હતા?

(૪) દ્રોણગુરુ એકલવ્યને શો જવાબ આપે છે? એવા જવાબનાં શાં કારણો હશે?

(૫) એકલવ્ય પોતાની માગણી વ્યાજબી છે એમ સાબિત કરવા શી દલીલ કરે છે? એ દલીલની કેવી અસર થાય છે?

(૬) હસ્તિનાપુરમાં એકલવ્યનું કયાં કયાં અપમાન થયું એ બતાવો. જતાં જતાં તે શું કહે છે? એમ કહેતાં એના મનમાં શા વિચારો આવ્યા હશે?

(૭) નીચેનાં વાક્યો પૂર્વાપર સંબંધ આપી સમજાવો:

(૧) ઐશ્વર્યમાં આગળ વધેલા લોકો બીજા માણસોને માણસ તરીકે ગણતા નથી.

(૨) ફૂલ વનમાં ખીલે તેથી શું તે દેવના ચરણોમાં ન ધરાવી શકાય?

(૩) અગ્નિ સાથે રમવા આવીશ નહિ.

(૮) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:

(૧) તક આપવી

(૨) નીચે મોંએ આવવું

(૩) જીભાજોરી કરવી

(૪) બકબકાટ કરવો

卐

[ ૩૬ ]

# ગુરુદક્ષિણા

## ભાગ ૨ જો

| | |
|---|---|
| સાધના | મહત્ત્વાકાંક્ષા |
| ડાચાકૂટ | બાવરો |
| વાસ્તવિક | તપશ્ચર્યા |

સ્થળ: ઘોર જંગલ

સમય: સવારનો

પાત્રો: એકલવ્ય, ચંદ્ર

(એકલવ્ય માટી લઈ દ્રોણાચાર્યની મૂર્તિ ઘડે છે. એવામાં તેનો મિત્ર ચંદ્ર આવી તેને બૂમ મારે છે.)

ચંદ્ર: તું અહીં છે એકલવ્ય?–ને અમે તો આખું જંગલ ફરી વળ્યા. તને શોધી શોધીને હેરાન થઈ ગયા!

એકલવ્ય: હશે, હવે તો શોધવાની જરૂર નથી ને?

ચંદ્ર: તું હસ્તિનાપુરથી ક્યારે આવ્યો?

એકલવ્ય: ઓહો! ઘણા દહાડા થયા.

ચંદ્ર: ત્યારે ઘેર કેમ નથી આવતો?

એકલવ્ય: હવે ઘેર આવવું નથી.

ચંદ્ર: એમ કેમ? બા બિચારી તારે માટે કેટલી ફીકર કર્યા કરે છે!

એકલવ્યઃ બાને તું આશ્વાસન આપતો રહેજે.

ચંદ્રઃ પણ તને શું થયું છે? ઘેર કેમ નથી આવતો?

એકલવ્યઃ મારી સાધના સફળ નહિ થાય ત્યાં સુધી મારે ઘર નહિ, બાપ નહિ, મા નહિ, કોઈ જ નહિ.

ચંદ્રઃ એમ? એવી શી સાધના માંડી છે? તું હસ્તિનાપુર ગયો હતો તેની તો વાત પણ નથી કરતો! ત્યાં તારે ધનુષવિદ્યા ભણવાની હતી તેનું શું થયું?

એકલવ્યઃ તેમણે મને પાછો કાઢ્યો.

ચંદ્રઃ કેમ વારુ? ભીલ તેથી જ ને?

એકલવ્યઃ હા, તેથી જ.

ચંદ્રઃ તે અમે તો તને ના જ કહી'તી તો! તારા બાપુએ પણ તને વાર્યો; પણ કોઈનું કહેવું ન સાંભળ્યું ત્યારે આવું અપમાન વેઠવું પડ્યું ને?

એકલવ્યઃ પણ આપણી આખી જાતિના આ અપમાનથી મારું હૃદય સળગી ગયું છે! જંગલના કોઈક ખૂણામાં પડી રહી બે ટૂકડા માંસ અગર મૂઠી અનાજ ભેગું કરવામાં જ આપણું જીવન સમાપ્ત થાય છે; કાંઈ પણ આગળ વધવાની વાત નહિ, મહત્ત્વાકાંક્ષા નહિ, કેવળ પેટનો ખાડો પુરાય કે બસ! બીજું કાંઈ કર્તવ્ય જ નહિ. પશુઓ પણ રાત દહાડો માત્ર પેટ ભરવા કે જીભનો સ્વાદ કરવા ખોરાકની શોધમાં તો ફરે છે. પણ ના, એ ન ચાલે. કેવળ પેટ ભરવા ઉપરાંત માણસને

બીજું ઘણું ઘણું કાર્ય કરવાનું છે, ઘણું ઘણું શીખવાનું છે.

ચંદ્રઃ તારી આ બધી ડાચાકૂટમાં આપણે કંઈ સમજતા નથી; પણ તું આમ કેમ બાવરા જેવો થઈ ગયો છે તે કહે. આ શું જંગલમાં મૂર્તિઓ બનાવી એકલો એકલો રમ્યા કરે છે ?

એકલવ્યઃ આ રમત નથી, ભાઈ!

ચંદ્રઃ રમત નહિ તો શું ? પણ અલ્યા, આ તો જબરું પૂતળું તેં બનાવ્યું ! વાહ વાહ ! શી લાંબી દાઢી બનાવી છે ! કેવી અદ્‌ભુત ! બરાબર આબેહૂબ જાણે કૌરવ–પાંડવના પેલા બુઢ્ઢા ગુરુજી જોઈ લ્યો !

એકલવ્યઃ ખરેખર, તે બુઢ્ઢા ગુરુની જ મૂર્તિ મેં બનાવી છે, ભાઈ!

ચંદ્રઃ કેમ વારુ ? તારું અપમાન કર્યું, તેથી તેમની મશ્કરી કરી વેર વાળવા ધાર્યું છે ? પણ ઉજ્જડ જંગલમાં તેમ કરવાથી શો ફાયદો ? તેમને મોઢામોઢ તો કાંઈ કહેવાયું નહિ ?

એકલવ્યઃ ના ભાઈ! મેં ગુરુદેવની મશ્કરી કરવાના હેતુથી આ મૂર્તિ બનાવી નથી, પણ પૂજા કરવા માટે બનાવી છે.

ચંદ્રઃ પૂજા કરવા ? જે તારું અપમાન કરે, રસ્તામાં ભટકતા કૂતરાની માફક હડધૂત કરે તેની પૂજા કરવા ?

એકલવ્ય : હા ભાઈ, પૂજા કરવા; હું તેમને અંતઃકરણથી મારા ગુરુ તરીકે માનું છું. તેમણે મારું ફાવે તેટલું અપમાન કર્યું હશે તે છતાં તે મને પૂજનીય છે.

ચંદ્ર : છટ્! તે આપણને નીચા જાતિના ગણી આપણો તિરસ્કાર કરે, લાત મારે, પાટુ મારે, કાઢી મૂકે છતાં પાછા તેના પગ ચાટવા જાય છે?

એકલવ્ય : મને તરછોડીશ નહિ, ભાઈ! તું જા, મારી પૂજામાં ખલેલ ન કરીશ.

ચંદ્ર : ઘેર નથી આવવું?

એકલવ્ય : ના.

ચંદ્ર : અહીં ખાઈશ શું?

એકલવ્ય : જંગલમાં ફળફળાદિ ને મૂળીઆંની શી ખોટ પડવાની છે?

ચંદ્ર : શાબાશ ત્યારે, ફળાહાર કરવા માંડ્યો લાગે છે! અલ્યા, તું તો જાણે મોટો વિશ્વામિત્ર તપેસરી થઈ બેઠો? એક દહાડો કબૂતરનો પગ ખાવા ન મળતો માછલાં મારવા નીકળી પડતો તે હવે ફળમૂળીઆં ખાઈને કેમ રહેવાશે?

એકલવ્ય : રહેવાશે ભાઈ. તું જા, એટલે હું ગુરુદેવની મૂર્તિ પૂરી કરી પૂજા શરૂ કરી દઉં.

ચંદ્ર : પણ તારી બા ચિંતા કરી કરીને મરી જશે.

એકલવ્ય : તું તેને ચિંતા ન કરવા દઈશ. હું થોડા જ વખતમાં તેમનાં ચરણમાં વંદન કરવા આવી પહોંચીશ.

ચંદ્ર : તું તો યાર પાકો વિભાંડક મુનિનો પુત્ર ઋષ્યશ્રૃંગ થઈ ગયો. મગનું નામ મરી–કાંઈ સમજતો જ નથી. જા, પડ ત્યારે, હું તો આ ચાલ્યો.

(જાય છે.)

એકલવ્ય : ગુરુદેવ ! અપમાનદ્વારા પણ તમે મને ઉપદેશ જ આપ્યો છે. આજે મને મારી કોમનું વાસ્તવિક ભાન થયું છે. તમારી કઠોર તીવ્ર નજરથી મારા હૃદયમાં જ્ઞાનનો દીપક પ્રકટ્યો છે. તેના પ્રકાશમાં જોઈ શકું છું કે મનુષ્ય છતાં અમે માણસાઈ વિનાનાં કોઈક હલકાં જાનવર જેવાં છીએ. તમે અમારી એ હીન અવસ્થા મારી નજર આગળ ખુલ્લી કરી આપી છે. તમારી કૃપા વડે એ પડેલી સ્થિતિમાંથી હુ મારો ઉદ્ધાર કરી બહાર નીકળીશ. તમે દેવની કૃપા મેળવવા તેની મૂર્તિ બનાવી પૂજા કરો છો તો હું તમારી કૃપાનો ભિખારી બની તમારી મૂર્તિની પૂજા કરું છું. મારી તપશ્ચર્યા સફળ કરો, ગુરુદેવ !



## અભ્યાસરેખા

(૧) એકલવ્ય ઘોર જંગલમાં શા માટે રહ્યો ? ત્યાં એ શું કરે છે ? જીવન શી રીતે ટકાવે છે ?

(૨) એનો મિત્ર ચંદ્ર ત્યાં કેમ આવે છે ? બન્ને મિત્ર વચ્ચે શી વાતચીત થાય છે ?

(૩) ચંદ્ર એકલવ્યને શા માટે છોડી જાય છે? એકલવ્ય તેને સમજાવવા શો પ્રયત્ન કરે છે?

(૪) જંગલમાં એકલવ્ય ક્યાં સુધી રહેવા ધારે છે? ગુરુની મૂર્તિને તે શું કહે છે?

(૫) નીચેનાં વાક્યો પૂર્વાપર સંબંધ આપી સમજાવો:

(૧) કેવળ પેટ ભરવા ઉપરાંત માણસને બીજું ઘણું ઘણું કાર્ય કરવાનું છે.

(૨) મગનું નામ મરી-કાંઈ સમજતો જ નથી.

(૬) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:

(૧) આશ્વાસન આપવું (૨) હડધૂત કરવું (૩) ખલેલ કરવું



# ગુરુદક્ષિણા

## ભાગ ૩ જો

પ્રતિમા નેપથ્ય વાર્તાલાપ ધૃષ્ટતા પરિચય
પ્રાયશ્ચિત્ત નૈવેદ્ય પદ્માસન પ્રભાવ પ્રખર
વિષધર રાજશાસન આત્મત્યાગ પારસમણિ

**સ્થળ : ઘોર જંગલ**

**સમય : બપોરનો**

**પાત્રો : એકલવ્ય**

(એકલવ્ય ગુરુની પ્રતિમાનું પૂજન કરવામાં લીન છે. એકચિત્તે મૂર્તિનું ધ્યાન ધરે છે. આઘે કૂતરાનો ભયંકર ભસભસાટ સંભળાય છે.)

**એકલવ્ય :** કોણ છે રે? મારા ધ્યાનમાં ભંગ પડે છે! શાન્ત જંગલમાં હું મારી સાધનાનું એકાંત વ્રત કરું છું ત્યાં ગુરુના ધ્યાનમાં કેવો ભંગ પડ્યો? એવી કોની મગદૂર છે?

(કૂતરાનો વિકટ ભસભસાટ અટકાવવા એકલવ્ય ધનુષ્ય વડે કેટલાંક બાણ ફેંકી પાછો ધ્યાનમાં મગ્ન થાય છે. બે જણ પ્રવેશ કરે છે.)

**પહેલો જણ :** (નેપથ્યમાં) કેવું આશ્ચર્ય! કૂતરાની આવી અવદશા કોણે કરી?

**બીજો જણ :** ખરેખર, અલ્યા, ભારે અજાયબીની વાત. આવું કોણે કર્યું હશે ?

**ત્રીજો જણ :** આ તરફથી બાણ આવતું મેં જોયું ! ચાલો, તે તરફ જઈએ.

(ભીમ, દુર્યોધન વગેરે પ્રવેશ કરે છે.)

**ભીમ :** દુર્યોધન ! સહદેવ ! જુઓ જોઈએ. પેલી બાજુએ કોણ જણાય છે ?

**સહદેવ :** એ તો કોઈ છોકરો છે. કાંઈ માટીની મૂર્તિ સામે રાખી પૂજા કરતો લાગે છે. એ છોકરાએ જ આ કામ કર્યું જણાય છે.

**ભીમ :** એને પૂછ કે આ કામ તેં કર્યું ?

**સહદેવ :** હા, પૂછી જોઉં.

**ભીમ :** ને જો કર્યું હોય તો પછી તેને જોઈ લઈએ.

**સહદેવ :** હા, વળી.

**દુર્યોધન :** (પાસે જઈ) અલ્યા છોકરા—

(એકલવ્ય જવાબ આપતો નથી.)

**ભીમ :** અલ્યા એ—છોકરા ! હવે જો જવાબ નહિ આપે તો આ ગદા વડે—

**એકલવ્ય :** આપની સાથે વાર્તાલાપ કરવાનો મને વખત નથી. આપ ફરી વાર આમ વિના કારણ જંગલની શાંતિમાં ભંગ કરશો તો પેલા કૂતરાની માફક આપ સૌની જીભ પણ બંધ કરી દેવી પડશે.

ભીમ : આટલું બધું ગુમાન? (ગુસ્સામાં રાતો પીળો થઈ ગદા ઉગામે છે.) એકલવ્ય ત્વરાથી હાથમાં ધનુષ-બાણુ લે છે. એટલામાં અર્જુન તેમની સામે આવી ઊભો રહે છે.)

અર્જુન : શાંત પડો ભાઈ! નાહક શક્તિનો દુરુપયોગ કરવો ઠીક નથી. તમે ક્ષત્રિય છો.

ભીમ : આ બદમાસ કહે છે કે કૂતરાની માફક અમારી પણ જીભ બંધ કરી દેશે. આટલી બધી એની હિંમત! છોકરા, તને ખબર છે કે તું કોની આગળ ઊભો રહી આટલી ધૃષ્ટતા કરે છે? ખબર પડતાં જ આંખો ફાટી જશે.

એકલવ્ય : આપનો પરિચય વાતોમાં જ આપવાની જરૂર નથી. પરિચય તો કાર્ય કરીને બતાવવો જોઈએ.

ભીમ : કાર્યમાં? અર્જુન, છોડ, મને રોકીશ નહિ. આઘો ખસી જા વચમાંથી. કાર્ય કરી એને પરિચય કરાવી દઉં કે આપણે ક્ષત્રિય છીએ!

એકલવ્ય : હા, ક્ષત્રિય, ક્ષત્રિય, ક્ષત્રિય! પાછી એની એ જ વાત, પેલી જૂની વાત!

દુર્યોધન : અમે કૌરવ-પાંડવ રાજકુમાર છીએ, કાંઈ જેવા તેવા ક્ષત્રિય નથી!

એકલવ્ય : જાતિ કે કુળનો પરિચય મારે જોઈતો નથી. મારે તો અસ્ત્રવિદ્યાનો પરિચય જોઈએ છે.

અર્જુનઃ ગુમાની છોકરા! ગુરુકૃપાથી અમારું અસ્ત્રવિદ્યાનું જ્ઞાન પણ જેવું જોઈએ તેવું જ છે. ઇચ્છા હોય તો તે પણ બતાવી આપવામાં અમે પાછા નહિ પડીએ.

એકલવ્યઃ તે મને ખબર છે. પણ અર્જુન, તમારા જે ગુરુદેવ છે તેમણે જ મને પણ અસ્ત્રવિદ્યાનું શિક્ષણ આપ્યું છે. જુઓ, જોવું હોય તો. સામે કોની મૂર્તિ રાખી મેં અભ્યાસ કર્યો છે તે!

દુર્યોધનઃ ખરેખર! આ તો સાક્ષાત ગુરુદેવની જ પ્રતિમા.

ભીમઃ તું જ પેલો ભીલકુમાર કે?

એકલવ્યઃ હા, ક્ષત્રિય રાજકુમાર! હું તે જ એકલવ્ય. તે દહાડાની વાત યાદ આવે છે, જે દિવસે મારી નાતજાતનો પરિચય સાંભળી આપ સૌ ટીકા કરતા હતા તે?

ભીમઃ ટીકા શું? પણ તિરસ્કાર અને તે તારી નીચ ધૃષ્ટતા પર.

એકલવ્યઃ આજે એથી પણ વિશેષ ધૃષ્ટતા જોવી હોય તો જોઈ લેજો. જોઉં છું કે કયો ક્ષત્રિયજાયો કૂતરાના મોંમાંથી બાણ કાઢી શકે છે? તમે કેવી ધનુર્વિદ્યા શીખ્યા છો તે આજે બતાવી આપો; જોઉં તો ખરો!

અર્જુનઃ હમણાં જ બધા કૂતરાને શોધી કાઢી તેના મોંમાંથી બાણ ખેંચી કાઢીએ છીએ. ચાલો, એની ધૃષ્ટતાનું યોગ્ય પ્રાયશ્ચિત આપીએ.

(સર્વ જાય છે.)

એકલવ્ય: (મૂર્તિ તરફ જોઈ) હે મારા મૌન ગુરુદેવ! મારા અંતરનું નૈવેદ્ય આપે ગ્રહણ કર્યું છે! આજે આપના આશીર્વાદથી મારું જીવન સફળ થયું છે. આ માટીની મૂર્તિમાંથી આપ જતા રહેશો તો પણ આપના આ પૂજારીને પારધી નીચ નિષાદ કહી પગની ઠોકરે તો નહિ જ ઉડાવી શકો.

(દ્રોણ, અર્જુન વગેરે પ્રવેશ કરે છે.)

દ્રોણ: હું અ, આ છોકરો? એ જ કે નિષાદકુમાર?

એકલવ્ય: હા ગુરુદેવ! હું તે ભીલ પારધીનો પુત્ર.

દ્રોણ: હું ગુરુદેવ શી રીતે, છોકરા?

એકલવ્ય: હાસ્તો; તેમ ન હોય તો આપનો આશીર્વાદ મારા મસ્તક પર વિજયની પુષ્પવૃષ્ટિ કેવી રીતે કરે?

દ્રોણ: પણ મેં તો તને પારધીનો છોકરો કહીને પાછો કાઢ્યો હતો ને?

એકલવ્ય: હાજી, પણ આપનો તે તિરસ્કાર પૂજામાં મગ્ન થએલા મારા ભક્તિભીના હૃદયને દૂર કાઢી ન શક્યો. હું આપનાં ચરણોમાં સ્થાન ન પામી શક્યા એ વાત ખરી; પરંતુ આપ તો મારા હૃદયપદ્માસન પર બિરાજમાન જ રહેલા છો. આટલા બધા દિવસથી માત્ર આપનું ધ્યાન ધરીને જ હું તપશ્ચર્યા કર્યા કરું છું. આપની આ માટીની પ્રતિમામાં દરેક પળે આપનો પ્રભાવ અનુભવું છું. આપની મૂર્તિ તરફ તાકી

તાકીને જોયા કરું છું ત્યારે મને જણાય છે કે આપનો આશીર્વાદ ધનુષ્યબાણના મુખમાં ઊતરી આવી મને કૃતાર્થ કરે છે.

**દ્રોણ:** એકલવ્ય! સાચું કહે, તું કોની પાસે આવી અપૂર્વ ધનુર્વિદ્યા શીખ્યો?

**એકલવ્ય:** પ્રભુ! હું ભીલ, પારધી બાળક છું. છતાં જૂઠું બોલતાં મને આવડતું નથી. આપ જ મારા દેવતા. આપના જ આશીર્વાદથી આજે કૃતાર્થ થયો છું.

**દ્રોણ:** મારા આશીર્વાદથી જ જો કૃતાર્થ થયો હોય તો આજે ગુરુદક્ષિણા આપી દે.

**એકલવ્ય:** અહો! એવું મારું સદ્ભાગ્ય ક્યાંથી? પ્રભુ, આપ કદાચ જાણતા હશો કે લાંબી બરફ જેવી ઠંડી રાતોની રાતો આ ઉઘાડા શરીર પર વીતી ગઈ છે, ઉનાળાનો પ્રખર સૂર્ય આ મસ્તક પર પોતાનાં ધગધગતાં કિરણો વરસાવી ગયો છે, વાઘ, વરૂ, સિંહ જેવાં વિકરાળ હિંસક પ્રાણીઓ દાંત પહોળા કરી આ નિર્જન વનમાં મારા શરીરનું લોહી પીવાને તલપાપડ થઈ આવ્યા જ કરે છે; મારી આજુબાજુ ભયંકર વિષધર ભુજંગો ફેણ ફૂંફાડા માર્યા કરે છે, છતાં એક પળવાર પણ મારી તપશ્ચર્યાનો ભંગ થયો નથી. એ તપશ્ચર્યાને જ ખાતર મેં ઘરબાર છોડ્યાં છે, માતાની ગોદ છોડી છે, પિતાના અપૂર્વ આશીર્વાદનો લાભ જતો કર્યો છે! છતાં

આપના શરણનું ધ્યાન એક ક્ષણવાર પણ મેં છોડયું નથી.

દ્રોણ: વાહ વાહ ! ઘણું સરસ ! હવે કહે શી દક્ષિણા આપે છે ?

એકલવ્ય: જે માગો તે પ્રભુ, આ દેહ, પ્રાણ, સર્વસ્વ !

દ્રોણ: એટલું બધું ?

એકલવ્ય: હા ગુરુદેવ ! મારા હૃદયમાં જરા પણ કપટભાવ નથી.

દ્રોણ: ધન્ય છે તને ! ઠીક ત્યારે આપ, જોઉં, તારા જમણા હાથનો અંગૂઠો કાપી આપ.

એકલવ્ય: હેં ગુરુદેવ, ગુરુદેવ ?

દ્રોણ: કેમ ! આમ ધ્રૂજી ઊઠે છે ?

એકલવ્ય: ધ્રૂજું છું ? ધ્રૂજું છું કેમ, ગુરુદેવ ? અનાર્ય પ્રત્યે આર્યોની અમાનુષી નિષ્ઠુરતા જોઈને એમ થાય છે કે આ હૃદય ફાટી જશે ! તેટલા જ કારણથી મારું આખું શરીર ધ્રૂજી ઊઠયું છે.

દ્રોણ: બસ ત્યારે, હું જાઉં છું.

એકલવ્ય: ના પ્રભુ ! જાઓ નહિ, જાઓ નહિ; મારી લાંબી તપશ્ચર્યા વ્યર્થ જાય. કાંઈ ફિકર નહિ ! ગુરુ માની રાત દિવસ આ અનાર્યનો ભક્તિભર્યો અર્ધ્ય જે આપના ચરણોમાં ધર્યો છે તે વ્યર્થ ન થવો જોઈએ. લો, લઈ લો, દીન શિષ્યનું પહેલું અને છેલ્લું નૈવેદ્ય. ગુરુદક્ષિણા સ્વીકારી લો. (અંગૂઠો કાપી દ્રોણાચાર્યના ચરણમાં ધરે છે.)

દ્રોણુ : ખરેખર વત્સ, તને ધન્ય છે !

ભીમ : હેંએ ? આ શું ?

દુર્યોધન : ધનુર્વિદ્યાની કુશળતામાં અર્જુનને સર્વશ્રેષ્ઠ બનાવવાને માટે જ ગુરુદેવનો આ પ્રયત્ન લાગે છે !

દ્રોણુ : ચાલો જતા રહો તમે. બહુ લડવાડીઆ છો. અહીંથી ચાલ્યા જાઓ. મારું મન હમણાં ઉદ્વેગમાં છે; મને પજવશો નહિ.

દુર્યોધન : હું તો હજીએ કહું છું કે ગુરુદેવનો અત્યારનો વ્યવહાર મને વ્યાજબી લાગતો નથી.

( જાય છે. )

અર્જુન : ગુરુદેવ, રાજશાસનની પદ્ધતિ મુજબ આપે અપરાધીને શિક્ષા કરી છે તેમાં આટલા ગમગીન શા માટે થાઓ છો ?

દ્રોણુ : હજી સમજ ન પડી, અર્જુન ! આ ભારતવર્ષમાં આજ અનાર્યોનું સ્થાન કયાં છે ? કોઈક અંધારી પર્વતોની ગુફાઓમાં, કોઈ ઘોર જંગલમાં, વાઘ સિંહનાં ભૂખ્યાં જડબાં સામસામે જ ને ? પરંતુ યાદ રાખજે, અર્જુન, કે એ અનાર્યો જ ભારતના મૂળ હકદાર વતનીઓ છે.

અર્જુન : જી ! ગુરુદેવ !

દ્રોણુ : માટે આજ તમારી જાતિ, કુળ, જન્મ એ સર્વનું માન દૂર કરી જન્મથી નીચ ગણાતા આ ભીલકુમાર પાસેથી ભકિત, કામ અને આત્મત્યાગનો

અવનવો પાઠ શીખો. એવું શિક્ષણ, એવો બોધ કોઈ પણ ગૌરવશાળી કુલીન બ્રાહ્મણ ગુરુ પણ તમને આપી શકે એમ નથી. વત્સ એકલવ્ય !

**એકલવ્ય :** જી ! ગુરુદેવ !

**દ્રોણ :** તારી આટલા દિવસની તપશ્ચર્યા નિષ્ફળ થઈ માની નિરાશ ન થઈશ. તુચ્છ લોહીતરસ્યા ક્ષત્રિયધર્મના બદલામાં આ આત્મત્યાગ વડે તેં જે પવિત્ર બ્રહ્મત્વનો મહિમા પ્રાપ્ત કર્યો છે તેથી તું આ દેશમાં આદર્શ રૂપે પૂજાઈશ. આર્ય જાતિ કદાચ તને દેવમંદિરમાં પ્રવેશ કરવાની રજા નહિ આપે; તો પણ આ બ્રાહ્મણનું વચન છે કે તું સર્વ પવિત્ર આર્યોના હૃદયમંદિરમાં બિરાજમાન રહીશ. ધન્ય છે તારી તપશ્ચર્યાને !

**અર્જુન :** મને ક્ષમા કરો ! કુમાર એકલવ્ય ! મને ખબર ન હતી કે જંગલની અંધારી ગુફાઓમાં આવો પારસમણિ ઢંકાઈ રહ્યો હશે. મને આલિંગન આપો.



## અભ્યાસરેખા

(૧) એકલવ્ય કૂતરાની શી દશા કરે છે ? શા માટે ?

(૨) ભીમ, અર્જુન વગેરે એકલવ્ય પાસે શી રીતે આવે છે ?

(૩) ભીમ એકલવ્યને શા માટે ગદા મારવા તૈયાર થાય છે ? તેને કોણ અટકાવે છે ?

(૪) એકલવ્ય અને પાંડવ–કૌરવ વચ્ચે શી વાતચીત થાય છે ? પાંડવો કોની શોધમાં જાય છે ? શા માટે ?

(૫) દ્રોણગુરુ એકલવ્ય પાસે શા માટે આવ્યા હશે? એકલવ્ય સાથે તેમને શી વાતચીત થાય છે?

(૬) દ્રોણગુરુની માગણી સાંભળી એકલવ્ય શા માટે ધ્રૂજે છે? પાછળથી માગણી કેમ કબૂલે છે?

(૭) ગુરુદક્ષિણા લીધા પછી દ્રોણ શા માટે દિલગીર થયા હશે?

(૮) છેવટે ગુરુ એકલવ્ય અને અર્જુનને શો બોધ કરે છે?

(૯) એકલવ્યે ગુરુના ધ્યાનમાં શાં સંકટો વેઠ્યાં હશે?

(૧૦) દ્રોણગુરુએ આવી દક્ષિણા માગી એ બાબતમાં દુર્યોધને શા વિચારો જણાવ્યા? એ વિચારો તમને વ્યાજબી લાગે છે? કારણો આપો.

(૧૧) નીચેનાં વાક્યો પૂર્વાપર સંબંધ આપી સમજાવો:

(૧) પેલા કૂતરાની માફક આપ સૌની જીભ પણ બંધ કરી દેવી પડશે.

(૨) પાછી એની એ જ વાત, પેલી જૂની વાત.

(૩) હું તો હજીએ કહું છું કે ગુરુદેવનો અત્યારનો વ્યવહાર મને વ્યાજબી લાગતો નથી.

(૧૨) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:

(૧) ધૃષ્ટતા કરવી

(૨) ટીકા કરવી

(૩) ઠોકરે ઉડાડવું

(૪) કૃતાર્થ થવું

(૫) તલપાપડ થવું

(૬) આંખો ફાટી જવી

(૧૩) દ્રોણગુરુએ એકલવ્યને કયાં કારણોને લીધે શિષ્ય બનાવ્યો નહિ? એ કારણો આપી એ વિષે તમારો અભિપ્રાય આપો.

(૧૪) એકલવ્યને શું દુઃખ થતું હતું? પ્રથમથી તે છેવટ સુધી એને કયો અન્યાય ખૂંચતો હતો?

(૧૫) ધારો કે તમે એકલવ્ય હો તો આ બધા પ્રસંગોએ તમે શી રીતે વર્ત્યા હોત? તમારા વર્તનનાં કારણો પણ આપો.

(૧૬) શરૂઆતમાં એકલવ્યે શી ભવિષ્યવાણી ઉચ્ચારી હતી? એ શબ્દો એ શી રીતે ખરા પાડે છે?

(૧૭) નીચેના વાક્યમાં રહેલા વિચારોની તુલના નિબંધ રૂપે તમારા શબ્દોમાં કરો:

> "અસ્ત્રવિદ્યા અને ઐશ્વર્યમાં આગળ વધેલા લોકો બીજા માણસને માણસ તરીકે ગણતા નથી."



# સંપ–લક્ષ્મી–સંવાદ*

| | | | | |
|---|---|---|---|---|
| ઊજાડી | ગિરિજા | મણિધર | શૈલ | ધનપતિ |
| કિન્નર | ગણ્યો | રિદ્ધિ | કલંક | વિરહિણી |
| નક્ષત્રપતિ | સમેત | પ્રજેત | નિર્લજ | સિદ્ધારસ |
| | | ભગની | | |

છપ્પા

સંપ કહે, સુણ, રમા, જનમ તારો હું જાણું;
વળી જાણે સઉ વિશ્વ કેમ, વિસ્તારી વખાણું ?
પયખારાની પુત્રી, ભયંકર વિષની ભગની,
વિષ કરતાં વિશેષ ઊઠે સંભાર્યે અગનિ,
વિષ પ્રાણ હરે પોતે મરી, કરે એકને કલેશ છે;
તેં જીવતી રહીને જગતમાં કીધા ઊજાડી દેશ છે.

---

*શિક્ષક ભાઈઓએ નીચેની પૌરાણિક આખ્યાયિકા શિષ્યોને યોગ્ય સમયે સવિસ્તર સમજાવવી:

(૧) સમુદ્રમંથન—ચૌદ રત્નની પ્રાપ્તિ: એ રત્નોની વહેંચણી, રાહુનો શિરચ્છેદ.
(૨) ગંગાનું પૃથ્વી પર આવવું: ભગીરથ પ્રયત્ન
(૩) ગણપતિનો શિરચ્છેદ. હાથીનું માથું શી રીતે આવ્યું ?
(૪) બ્રહ્માના પાંચમા મસ્તકછેદનને પરિણામે શંકરની શ્મશાનમાં ભૈક્ષ્ય ચર્યા. (પક્ષપાત દર્શન)
(૫) ચંદ્રને ગૌતમનો શાપ અને ગણેશચતુર્થીની કથા
(૬) યાદવાસ્થળી

કૌરવ પાંડવ કુળ મૂળથી નાખ્યા મરડી,
રાવણનું પણ રાજ્ય ઝડપથી નાખ્યું ઝરડી.
બહુ રાજાનાં રાજ્ય સંપ તજવાથી તૂટ્યાં.
સરસ હતા સુલતાન, સંપ ફીટ્યે ઘર ફૂટ્યાં.
પરિપૂરણ લક્ષ્મી પામીને સંપ વિના નહિ સુખી રહે,
નિજ ઘરમાં ઘણા કુસંપથી મોટા પણ મરવા ચહે.

દોહરો

હરના ઘરમાં હરઘડી થતું રહેશે તોફાન,
સંપ ન દેખી શંકરે કર્યું હશે વિષ પાન.

છપ્પા

ગિરિજા ગંગા શોકય હશે હરરોજે લડતી,
ઇંદુ અગ્નિની જ્યોત પરસ્પર નિશ્ચય નડતી.
વાઘ વૃષભને વેર, મોર મણિધરને મારે,
સિંહ હાથીનું શિર તોડવા તરત વિચારે.
શિવ સેવક દાનવ દેવ બહુ મારામારી કરી મરે,
ઘરમાં એવો કજિયો ઘણો સહન થયો નહિ શંકરે.
સપ્ત ધાતુમય સરસ શૈલ કૈલાસ વસે હર,
ધનપતિ ધાર્યો મિત્ર, કરે આશા સુર કિન્નર.
લંકા સરખા લાખ દાસને બક્ષિસ દે છે,
ગરુઓ પુત્ર ગણેશ રિદ્ધિ જેથી જન લ્હે છે.
પણ બે બૈયર ચડભડ કરે પલંગ ત્યાં કુણ પાથરે!
શિવ શયન કરે શમશાનમાં, ભીખ માગી ભોજન કરે.

દોહરો

તન રોગી, શિર શત્રુતા, જર આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય.

છપ્પો

જુઓ, ઇંદુને અંગ રોગ ક્ષય લાગી રહે છે,
રાહુ સમો શિર શત્રુ, વાર ઘણી ઘેરી લે છે.
કાળું લાગ્યું કલંક, વિરહિણી ગાળો આલે,
ચોથ તિથિમાં લોક આંખ આડી કરી ચાલે.
વળી તેજ પ્રતાપ વધે ઘટે, કલેશ કદી નવ મન કરે,
જોઈ સંપ કુટુંબ નક્ષત્રપતિ, સદા શીતળ થઈને ફરે.

દોહરો

સંપ વિના સુખ હોય જન સઉ પૂરે જો સાખ,
તો પરિણામ પેટ ભરી રમા! ગરવ તું રાખ.
જગમાં બહુ જન ધન વિના સંપથકી સુખવંત,
સાખ પૂરે સંસારમાં એની લોક અનંત.
તો તારું અભિમાન તજી રહેશે શરમ સમેત,
વગર વિચાર્યું બોલતાં ફોગટ થઈશ ફજેત.
સાખ ન પૂરે સર્વ, તો બહુ બકવે શું થાય!
આપ બડાઈ આપમુખ ગંડક લોકો ગાય.

ચોપાઈ

લક્ષ્મીઃ—કર બકવા તું, સંપ કુપાત્ર! મુજ આગળ તું છે કુણ માત્ર.
વસું વિષ્ણુને અર્ધે અંગ, નહિ લવવા લાયક તુજ સંગ.

અતિજનમાં પામ્યો અપમાન, સમજ્યો નહીં, ન આવી સાન,
કાઢયો રાવણે પકડી કેશ, દુર્યોધને તજાવ્યો દેશ.

જાદવના કુળમાં પણ જઈ નાઠો અંતે નિર્લજ થઈ,
રહી ન શકયો, જ્યાં મારું રાજ્ય, નિર્લજ ! તને ન આવે લાજ.

જગમાં જે જન તારા હોય, તે મુજ સેવક તુલ્ય ન કોય,
તેનો કર તું ચિત્ત વિચાર, એ પછી અદકો કર ઉચ્ચાર.

જો ધનવંત સભામાં જાય, સકળ સભાસદ ઊભા થાય,
આપે વળી ઉત્તમ આસંન, નહિ સન્માન લહે નિર્ધન.

ધનીનાં બાળક નાનાં વરે, નિર્ધનનાં કુંવારાં ફરે,
સઉકો સગાં સધનનાં હોય; નિર્ધનિયાનું ન થશે કોય.
વસે શ્રીમંત હવેલી કરી, નિર્ધનની દીસે છાપરી,
સરે સિફારસ રાજદ્વાર, ગાંઠે જેને ગરથ અપાર.

નીવડે ધનવંતાનો ન્યાય, જન નિર્ધનિયો માર્યો જાય,
લક્ષ્મી વિના શ્રી વિષ્ણુ જેહ સમર્થ, રહી શકે નહિ તેહ.



## અભ્યાસરેખા

(૧) સંપ અને લક્ષ્મીને તકરાર થવાનું શું કારણ હોવું જોઈએ ? સંપનો શો મુદ્દો છે ? લક્ષ્મીનો હેતુ છે ?

(૨) 'લક્ષ્મી હોવા છતાં પણ સંપ વિના સુખ નથી' એવું સાબિત કરવા સંપ કયાં દૃષ્ટાંતો આપે છે ?

(૩) શંકરને શમશાનમાં શા માટે રહેવું પડે છે ? એનાં કારણો સવિસ્તર જણાવો.

(૪) ચંદ્રને શાં દુઃખો છે? એમ છતાં ચંદ્ર કેવો રહે છે? એનાં શાં કારણ હોવાં જોઈએ?

(૫) શંકર અને ચંદ્રનાં દૃષ્ટાંતો આપવામાં સંપનો શો હેતુ છે? એ દરેક દૃષ્ટાંત કઈ વિરોધી હકીકત રજૂ કરે છે?

(૬) લક્ષ્મી સંપને શી રીતે ઉતારી પાડે છે?

(૭) લક્ષ્મીના અભિપ્રાય પ્રમાણે સંપનું ક્યાં ક્યાં અપમાન થાય છે એ જણાવો.

(૮) લક્ષ્મીના ભક્તોને શા લાભ થાય છે?

(૯) લક્ષ્મીનો જન્મ ક્યાં? એનાં સગાં કોણ?

(૧૦) વિષથી પણ લક્ષ્મી વધારે ખરાબ છે એમ સંપ શી રીતે સાબિત કરે છે?

(૧૧) સંપ જવાથી કયા કયા રાજાઓનો નાશ થયો?

(૧૨) સુખી થવા માટે તમને આ બેમાંથી વધારે જરૂરનું કયું લાગે છે? સંપ કે લક્ષ્મી? શા માટે?

(૧૩) શંકરના કુટુંબમાં નીચે જણાવેલા દુશ્મનો શી રીતે એકઠા મળી ગયા હશે?

(૧) ગિરજા ગંગા શોક્ય
(૨) ઇંદુ અને અગ્નિ
(૩) વાઘ અને વૃષભ
(૪) મોર અને મણિધર
(૫) સિંહ અને હાથી—હાથી તે કોણ?

(૧૪) શંકરનું અસલ રહેઠાણ કયું? એનો વૈભવ કેવો હતો?

(૧૫) ચંદ્રનો રાહુ શત્રુ કેમ થયો હશે? એને શેનું કલંક છે? લોકો ચંદ્રનું મોઢું ચોથને દિવસે કેમ જોતા નહિ હોય વારુ? ચંદ્રને ક્ષયરોગ કેવી રીતે લાગુ પડ્યો હશે?

(૧૬) નીચેના શબ્દપ્રયોગોનો અર્થ સમજાવી વાક્યોમાં વાપરી બતાવો :

(૧) ઊજાડી દેવું
(૨) મૂળથી મરડી નાખવું
(૩) ઘર ફૂટવું
(૪) આંખ આડી કરવી
(૫) ફજેત થવું
(૬) સાન આવવી
(૭) સિફારસ કરવી

(૧૭) સંપ અને લક્ષ્મીના વિચારો અને દલીલો ધ્યાનમાં લઈ તમારી ભાષામાં બન્ને વચ્ચે એક સંવાદ રચો.

(૧૮) નીચેના વિષયો ઉપર નિબંધ લખો :

(૧) સંપ ત્યાં જંપ
(૨) સંપ અને લક્ષ્મી બન્ને એક સાથે રહેતાં નથી.

卐

[ ૩૯ ]

# કષ્ટ કોને શિર!

| ઉપાસના | ન્યૂનાધિક | યમસદન | મહેરામણ |
|---|---|---|---|
| ત્રિવિક્રમ | ભૌતિક | ઐશ્વર્ય | અપહરણ |
| મેખલા | દ્રષ્ટા | ધુરંધર | નંદિની |
| આજીવન | અવસાન | અવલંબન | ગાયત્રીમંત્ર |
| | યશશરીર | નોબત | |

જગતમાં કહેવાય છે કે "સાચાને સંકટ ન હોય" "સાચાને કદી આંચ ન હોઈ શકે." તથાપિ સાચાને જ શોષવું પડયું છે. એનાં અનેક ઉદાહરણો આપણને મળી આવે છે. જેણે જેણે સત્યની ઉપાસના કરી તેણે તેણે દુઃખનો અનુભવ ન્યૂનાધિક અંશે જરૂર કર્યો છે. ખાંડાની ધાર પર ચાલવા જેવા એ માર્ગમાં કાચાપોચાનું કામ નહિ. શૂરવીરો જ એ માર્ગે જઈ શકે. પ્રતિક્ષણે એ માર્ગમાં કષ્ટની નોબત વાગી જ રહી હોય છે.

ઉપનિષદ્‌માં ઉદ્દાલક મુનિનો સર્વમેધયાગ પ્રસિદ્ધ છે. દૂધ દેવાના સામર્થ્યથી રહિત ગાયો દાનમાં અપાતી જોઈને સારી ગાયો સંગ્રહી રાખનાર ઉદ્દાલક ઋષિને પુત્ર નચિકેતાએ જણાવ્યું કે મારું આપ કયા ઋષિને ત્યાં દાન કરશો ? પિતાની લોભવૃત્તિનો ત્યાગ કરાવવાના ઉદ્દેશથી બોલનાર પુત્રને પિતાએ યમપુરીનો માર્ગ બતાવ્યો! પિતાની ફરજ

સમજાવનાર પુત્રને યમપુરી જોવી પડી ! ઉદ્દાલક મુનિ જેવા પિતા નચિકેતા જેવા સત્પુત્રને યમપુરી દેખાડે અને નચિકેતા યમસદન જોય !

"રામ રામ"ની ધૂન જગાવનાર નિર્દોષ બાળક પ્રહ્લાદને હિરણ્યકશ્યપ પિતા દ્વારા કેટલું કષ્ટ ભોગવવું પડયું. અનેક પ્રકારની ઘોર યન્ત્રણાઓ તેને માટે સરજાઈ, અપરાધ માત્ર "રામ રામ"ની ધૂન ! પ્રભુભક્ત ઉપર કષ્ટના મહા મહેરામણે માઝા મૂકી.

મહાદાનેશ્વરી બલિરાજા પાસે વામનજીએ માત્ર ત્રણ પગલાં ભૂમિની યાચના કરી, ત્રિવિક્રમ સ્વરૂપ ધારણ કર્યું અને બલિરાજાના સમગ્ર ભૌતિક ઐશ્વર્યની પરિસમાપ્તિ કરી નાખવામાં પોતાનું સામર્થ્ય બતાવી આપ્યું. દૈત્ય ગુરુ શુક્રાચાર્યે બલિરાજાને કહ્યું કે આ યાચક થઈને આવેલા તારા સમગ્ર ઐશ્વર્યનું અપહરણ કરનાર હરિ છે. તેને તું ત્રણ પગલાં ભૂમિ આપતો નહિ. બલિરાજાએ પ્રણામ કરી કહ્યું કે મહાનુભવ ગુરુવર્ય ! મારું સમગ્ર ઐશ્વર્ય કાલે નાશ પામવાનું હોય તો ભલે આજે જ નાશ પામો. હું હંમેશ દાન આપનારો આ વામનને ત્રણ પગલાં ભૂમિનું દાન આપવામાં ઉદાસીન કેમ થઈ શકીશ, ગુરુદેવ ? યાચક રૂપે આવેલ હરિ હોય અને દાન માટે મારી પાસે હાથ લાંબો કરે એવાં મારાં ભાગ્ય ક્યાંથી, પ્રભુ !

સાક્ષાત હરિ જેવો યાચક મારે આંગણે મને ફરી ક્યારે મળવાનો હતો ? ઐશ્વર્યની મમતાને હું મારા દિલમાં શી રીતે સ્થાન આપું, ભગવાન ! મારી ઇચ્છાને ન રોકો,

ગુરુદેવ. એમાં મને ન અટકાવો મહાત્મન! ઐશ્વર્ય કોનું શાશ્વત રહ્યું છે? આમ કહી દાનેશ્વરી બલિરાજાએ ત્રણ પગલાં ભૂમિ વામનને સમર્પિત કરી દીધી! ક્ષણ માત્રમાં વામને ત્રિવિક્રમ સ્વરૂપ ધારણ કરી ત્રૈલોક્યની રાજ્યલક્ષ્મીનું આધિપત્ય બલિરાજા પાસેથી છીનવી લીધું અને બલિરાજાને પાતાલમાં મોકલી દીધા!

બલિરાજાને વિષ્ણુ જેવા યાચક મળ્યા. યાચકને સાત સમુદ્ર જેની કટીમેખલા એવું આખું ભૂમંડળ દાનમાં અપાયું અને પોતે પાતાળમાં નિવાસ કર્યો.

સત્યવાદી મહારાજ હરિશ્ચંદ્રને ગાયત્રી મંત્રના દ્રષ્ટા તપોનિધિ વિશ્વામિત્ર મુનિદ્વારા ભયંકર કષ્ટ ભોગવવું પડ્યું. શું હરિશ્ચન્દ્રને ઢેડને ત્યાં જ વેચાવાનું સર્જાયું હોય છે?!

કામધેનુની સહાયથી સહસ્રાર્જુનનો સત્કાર જમદગ્નિ મુનિએ કર્યો તેના બદલામાં તેની કામધેનુને છોડવી જમદગ્નિનો શિરચ્છેદ કરી નાખવામાં આવ્યો. એક તપસ્વી બ્રાહ્મણને સ્વાર્થસિદ્ધિ માટે મારી નાખવો એ કેવો ન્યાય? શું સત્કાર કરનારનો શિરચ્છેદ ધર્મ્ય હશે કે?

જનકનંદિની સીતા જેવી સાધ્વીને ભડભડતી આગમાં પડીને પોતાની સચ્ચાઈ બતાવવાની હોય? પિતામહ ભીષ્મ જેવા સમર્થ યોદ્ધાને માટે બાણશય્યા સિવાય બીજું શું હોય! જીસસક્રાઈસ્ટને ફાંસી સિવાય શું હોય! રાણી પદ્મિનીને ગગનચુંબિત આગમાં બળી મરવા સિવાય બીજો માર્ગ કયો હોઈ શકે? ધુરંધર સમ્રાટ ગુરુ ગોવિંદસિંહજીનાં

બાળકોને ધર્મની ટેક ખાતર દીવાલોમાં ચણાઈ જવાનું જ હોઈ શકે ! ક્ષત્રિયકુળભૂષણ મહારાણા પ્રતાપસિંહજીને દેશોદ્ધાર સારુ પર્વતો ને આજીવન રખડવા સિવાય બીજું શું હોઈ શકે ! ધર્મવીર પંડિત લેખરામજી અને સ્વામી શ્રદ્ધાનંદજીના અવસાન ધર્મપ્રચાર કરતાં જ થઈ જાય ! દયાનંદને માટે વિષની પ્યાલી સિવાય શું હોઈ શકે ! કર્ણ દાનેશ્વરીને તો કવચકુંડલ ઉતારી જ આપવાનાં હોય !

અમાનુલ્લાખાન જેવા હિતૈષિને રાજત્યાગ સિવાય બીજું હોઈ શું શકે !

જેણે જેણે સત્યનું અવલંબન કર્યું છે, જેણે જેણે સત્યને અપનાવ્યું છે, તેને શિર કષ્ટના મહાસાગરે માઝા મૂકી છે; તેમનાં માથાં ધડથી જુદાં થઈ ગયાં છે.

છતાં તેમનાં યશશરીર જુગ જુગ વીત્યા તોપણ અમર રહી ગયાં છે. દ્રોણાચાર્યનું મૃત્યુ ધૃષ્ટદ્યુમ્નની જ તલવારથી હોય છે. કષ્ટ તો શૂરાઓને જ માટે સર્જાઈ ચૂકેલાં છે !



## અભ્યાસરેખા

(૧) આ લેખમાં લેખક કઈ હકીકત બતાવવા માગે છે ?

(૨) સાચા માણસોના 'સુખદુઃખ' વિષે દુનિયાના લોકો કેવા વિચાર ધરાવે છે ? એ વિચારો સાથે લેખક સંમત થાય છે કે નહિ ? શા માટે ?

(૩) લેખક પોતાના મનના ટેકામાં ક્યા ક્યા ઐતિહાસિક દાખલાઓ ટાંકે છે ? એ દાખલાઓ એક પછી એક ગણાવો.

(૪) વામનજીએ બલિરાજા પાસે શા માટે ત્રણ પગલાં ભૂમિ માગી હશે?

(૫) હરિશ્ચંદ્રને ઢેડને ત્યાં શા માટે વેચાવું પડ્યું?

(૬) સીતાજીને ક્યારે અને શા માટે અગ્નિમાં પ્રવેશ કરવો પડ્યો હતો?

(૭) ગુરુ ગોવિંદસિંહનાં બાળકોને કોણે ચણી દીધા? શા માટે?

(૮) સ્વામી દયાનંદનું મરણ શી રીતે થયું હતું?

(૯) નીચેનાં વાક્યો સ્પષ્ટ સમજાવો:

(૧) ખાંડાની ધાર પર ચાલવા જેવા એ માર્ગમાં કાચાપોચાનું કામ નહિ.

(૨) કષ્ટના મહા મહેરામણે માઝા મૂકી.

(૩) શું સત્કાર કરનારનો શિરચ્છેદ ધર્મ્ય હશે કે?

(૪) કર્ણ દાનેશ્વરીને તો કવચકુંડલ ઉતારી જ આપવાનાં હોય!

(૧૦) નીચેના વિષયો ઉપર તમારા વિચાર જણાવો:

(૧) સોનાને જ કસોટીએ ચઢાવાય.

(૨) ભગવાન શા માટે ભકતોની કસોટી કરતા હશે?

卐

# ફુટકળ અંગ

સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ;
ગત અવસર આવે નહિ, ગયાં ન આવે પ્રાણ.

× × ×

વિચાર, વાણી ને કૃતિ, ત્રણમાં સત્ય સુહાય;
જીવન પૂજન સત્યનું, જાતે પૂજ્ય ગણાય.

× × ×

ઊંચે બેઠે ના લહે, ગુન બીન બડપન હોય;
બેઠો દેવલ શિખર પર, વાયસ ગરુડ ન હોય.

× × ×

ભોંય પથારી જે કરે, લોઢી ઢેબર ખાય;
તુંબા પાણી જે પીએ, તે ઘર વૈદ ન જાય.

× × ×

બહુ બંધન જો જગમાં દીસતાં, પણ પ્રેમનું બંધન કોર ખરે;
ચડ કોચત ષટ્પદ ઝાડ તણાં, પણ પંકજમાં થઈ પીર ઠરે.

× × ×

કરત કુસંગ ચાહત કુશળ, એહી બડો અફસોસ;
સમુદ્રકો મહિમા ઘટ્યો, રાવણ બસ્યો પડોશ.

× × ×

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે,
તે સંગ રંગ રમતા રવિ તાપ સાંખે;
રાતે વિજોગ થકી ચંદ્ર પ્રકાશ ખૂંચે,
જો દુઃખ હોય દિલમાં કશુંયે ન રુચે.

